કવિ પ્રેમાનંદ રચીત

# ઓખાહરણ



છપાવનાર અને વેચનાર,

બુકસેલર, કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે નડીઆદ.

[illegible] છાપ્યું. અમદાવાદ.

કવિ પ્રેમાનંદ કૃત સંપુર્ણ સચિત્ર મ્હોટું

# ઓખાહરણ

છપાવનાર અને વેચનાર

બુકસેલર—કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ

ઠે. સ્વામિનારાયણના મંદિર પાસે, મુ. નડીઆદ.

આવૃતી, ૪ સંવત. ૧૯૮૭ પ્રત. ૨૫૦૦

અમદાવાદ—પાનકોર નાકે આવેલા ધી. 'વાસુદેવ' પ્રીન્ટીંગ પ્રેસમાં
ઇશ્વરલાલ મોતીલાલે છાપ્યું.

કીંમત આઠ આના


અમૃતબિંદુ
શુળ, કોલેરા, સરદી.
વિગેરે અનેક
રોગોપર ચમત્કારી દવા છે. કીંમત રૂ. ૧।. વી પી. થી રૂ. ૧।।=, ૩ શીશીના વી. પી. થી રૂ. ૪।=.

શ્રી ગણેશાય નમઃ



૧૫૭૯૧

# ઓખાહરણ.

રાગ આશાવરી—એક નામ મુજને સાંભરયું શ્રી ગૌરીપુત્ર ગણેશ,પાર્વતીના અંગથી ઉપન્યો તાત તણો ઉપદેશ ૧ માતા જેની પાર્વતી ને પિતા શંકરદેવ; નવખંડમાં જેની સ્થાપના કરે જુગ ભુતળ સેવ ૨ સીંદુરે શણગાર સજ્યા ને કંઠે પુષ્પના હાર, આયુદ્ધ ફરશી કર ધરીને, હણ્યા અસુર અપાર ૩ પહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદિક અહાર; ત્રીજા કરમાં ફરશી સોહીએ ચોથેરે જપમાળ, ૪ ચાલો સૈયરો દેરે જઈએ, પુજીયે ગણપતિરાય, મોટા લીજે મોદીકલાડુ. લાગીયે શંભુસુતને પાય ૫ એવા દેવ સાચા મુની વાચા, પુરે મનની આશ;બેઉ કરજોડી કહે જન વૈષ્ણવ, દાસ તણો જે દાસ.

શ્રી અંબાજીમાતાની પ્રાર્થના.

કડવું ૧ લું.

આદ્ય શક્તિ મા અંબા પ્રગટયાં, જયાં પવન નહીં પાણી-સુરીનર મુનીજન સર્વે કળાણા, તું કોણે ન કળાણી. ૧ તારૂં વર્ણન કેઈ પેર કરીએ, જો મુખ રસના એક; સહસ્ર ફેણા શેષનાગને માતોયે ન પારપામ્યો શેષ, ૨ જુજવા રૂપ ધરે જુગદંબા, રહી નવખંડે વાપી; મહા મોટા જડમુઢ હતા મા, તેમની દુરમત કાપી ૩ ભકિતભાવ કરી ચરણે લાગે, મા

આદ્ય શકિત જાણી; તેમને સહાય કરવા તું સમરથ, નગરકોટની રાણી. ૪ તું તારા ત્રિપુરા ને તોતળા, નીલકેશ રંગ રાતેઃ બીજી શોભા શી મુખ કહીયે, રચના બની બહુ ભાતે, ૫ હંસ વતીને બગલામુખા વહાણવટી તું માય; ભીડપડે તમને સંભારૂં કરજો અમારી સાહાય. ૬ મા સેવકજન તારી વિનતી કરે ઉગારજો અંબે માય; બ્રહ્માઆવી પાઠ કરે, વિષ્ણુ વાંસળી વાય ૭ શીવજી આવી ડાક વગાડે, નારદજી ગુણ ગાય અબીલ ગુલાલ તણા હોય ઓચ્છવ મૃદંગના ઝણકાર. ૮ સિહાસન બેઠી જુગદંબા, અમૃત દ્રષ્ટે જોતી; સોળે શણગાર તેં સજ્યા મા, નાકે નિરમળ મોતી ૯ ખીરખાંડ ઘ્રત મદ શકેરા, આરોગો અંબામાયઃ અગર કપુરે તારી કરૂં આરતી, સેવકજન શીર નમાય. ૧૦ તું બ્રહ્માણી તું રૂદ્રાણી. તું દેવાધીદેવ; સકળ વિશ્વમાં તું છે માતા. કરૂં તમારી સેવ ૧૧ માના શરણ થયા પ્રતિપાલન. પોહોંચી મનની આશ; કુશળક્ષેમ રાખજો અંબા મા સર્વને, એમ કહે ત્રીપુરા દાસરે. ૧૨

કડવું ૨ જું

દોહરો—હું તો શ્રી પુરૂષોતમ શીર નામું. હું તો સકળ પદારથ પામું. વામું વામું રે, દુઃખ સકળ કુળીવર તણાં રે, (રાગ ઢાળ) દુઃખ સકળ વામું કુળીવરનાં, સુણતાં પ્રાયશ્ચિત જાય; ઓખાહરણ જે સાંભળે, મહા રોગથકી મુકાય. ૧ તાવ તરીયો એકાંતરીઓ, ન ચઢે તેની કાય; ભુતનો ભણકારો તેને ન આવે સ્વપ્નામાંય, ૨ પરિક્ષત પુછે કહોને શુકજી ઓખાનો

મહિમાય; કોણ રીતે થયો ઓખા અનિરૂદ્ધનો વિવાય, ૩ પ્રથમ હુતા દાનવસુતાને કહાવતા જે દશસ્કંધ; હવે દશમની કહું કથા, જેમ ઉપજે આનંદ. હરીએ વૃંદાવનમાં લીલા કીધી, વાયે મધુરો વંસ; પ્રથમ મારી પુતનાને પછી પછાડયો કંસ, ૫ પછી પધાર્યા દ્વારીકામાં પરણ્યા છે બહુ રાણી; સોળ સહસ્ત્ર શત આંગળી. તેમાં અષ્ટ કરી પટરાણી. ૬ તેમાં વડાં જે રૂક્ષમણી, પ્રદ્યુમન તેના તન; પ્રદ્યુમનના અનિરૂદ્ધ કહિયે, કર્મ કથા પાવન, આદ્ય બ્રહ્મા શ્રૃષ્ટી કરતા, મરીચી જેના તન; મરીચીના સુત કશ્યપ કહીયે, હિરણ્યકશ્યપ રાજન. ૮ વિશ્ણુભકત પ્રલ્હાદજી, તેને વ્હાલા શ્રીભગવંત પ્રલ્હાદનો સુત વિરોચન, બળિરાય તેનો તન. ૯ બળી તણો સુત બાણાસુર, જેનું મહારૂદ્ર ચરણે મન; એક સમે ગુરૂ શુક્ર આવ્યા ત્યારે બોલ્યા વચન. ૧૦ અહો ગુરૂજી અહો ગુરૂજી કહોને તપ મહિમાય, શુક્ર વાણી બોલીયા; તું સાંભળને જગરાય ૧૧ ત્રણ લોકમાં ભોળા શંભુ આપશે વરદાન; મધુવનમાં જઈ તપ કરો આરાધો શિવ ભગવાનરે. ૧૨

કડવું ૩ જુ.

રાગ મારૂ—રાય તપ કરવાને જાયરે, એતો આવ્યો મધુવન માંયરે કીધું કીધું નિરજજન સ્નાનરે, ધરીયું શીવજી કેરૂં ધ્યાનરે ૧ રાય બેઠો છે આસન વાળીરે કર જમણામાં જપમાળ ઝાલીરે માળા ઘાલ્યા સુગ્રીએકાનરે, તોએ આરાધે શીવ ભગવાનરે. ૨ રૂધીર માંસ સુકાઈને ગયુંરે, શરીર સુકા કાષ્ટવત

થયુંરે; મહા તપિઓ કેમ નવ બોલેરે, એના તપથી ત્રીભુવન ડોલેરે, ૩ વળતી બોલીયા શંકર રાયરે, તમે સાંભળો ઉમીયાયરે; એક અસુર મહા તપસાધેરે, મારૂં ધ્યાન ધરીને આરાધેરે, ૪ કોણ કહીએ જેનો બાપરે, તેતો માંડી બેઠા મહા જાપરે; તમે કહોતો એને વરદાન આપુંરે; કહો તો પુત્ર કરીને થાપુંરે. ૫ વળતાં બોલ્યાં રૂદ્રાણીરે, મારી વાત સુણો શુલપાણીરે: દુધ પાઈને ઉછેરીયે સાપરે, આગળ ઉપજાવે સંતાપરે ૬ ભેદ ભસ્માંગદનો લહ્યોરે, વરદાન પામીને પુંકળ થયોરે, વરદાન રાવણને તમે આપ્યારે, તેણે જાનકીનાથ સંતાપ્યારે, ૭ માટે શી શીખામણ દીજેરે, ભોળા રૂડું ગમે તે કીજેરે, વળતા બોલ્યા શીવરાયરે. તમે સાંભળો ઉમીયાયરે. ૮ સેવાકરી ચઢાવે જળરે, તેની કાયા કરૂં નીરમળરે, સેવા કરી ચઢાવે સુગંધરે તેની બુદ્ધિ કરૂં ધન ધનરે, ૯ જે કોઈ ચઢાવે બીલીપત્રરે, તેને ધરાવું સોનાનું છત્રરે, સેવા કરી વગાડે ગાલરે, તેને કરી નાખું ન્યાલરે, ૧૦ નારી પાનિયે બુદ્ધિ તમારીરે આપતાં નવ રાખીએ વારીરે હુંતો ભોળોનાથ કહેવાઉં રે, હવે કપટીનાથ કેમ થાઉંરે. ૧૧ એવું કહીને ચાલ્યા ભોળાનાથરે, મુકયો બાણાસુર શીર હાથરે તું જાગ્ય બાણાસુર રાયરે, તને વરદાન આપે શિવરાયરે. ૧૨ હુંતો જાગું છું મહારાજરે, આપો શોણીતપુરનું રાજરે, શીવ માગું છું વારંવારરે, મુને આપો કર હજારરે. ૧૩ કર એકેકો એવો કીજેરે, દશ સહસ્ત્ર હસ્તી તણું બળ દીજેરે. અસ્તુ કહીને શિવે વર આપ્યોરે, બાણાસુરને પુત્ર કરીને સ્થાપ્યોરે ૧૨

રાગ આશાવરી—વરદાન પામી વળીઓ બાણાસુર શોણીતપુરમાં જાય; વનનાં વાસી પશુરે પંખી, તે લાગ્યાં બ્હીવાય. ૧ કાંઈ નવ દીઠું સાંભળ્યાં જેમ વૃક્ષ ચાલ્યાં જાય; આવીને જોવા લાગ્યા સર્વે,દીઠો બાણાસુર રાય નગર સમીપે ચાલી આવ્યો, બાણાસુર બળવાન; કૌભાંડનામે રાય તણે ઘેરે, પ્રગટ થયો પ્રધાન ૩ કોઈક દેશની કન્યા લાવી. પરણાવ્યો રાજન; દેશ જીતવા સંચર્યો રાય બાણાસુર બળવાન. ૪ પાતાળે નાગલોક જીતી. વલ્યો તેણીવાર; દેશ દેશના મહીપતી જીત્યો કહેતાં ન આવે પાર. ૫ સ્વર્ગે જઈ ને દેવ જીત્યા; દેવ નાઠા જાય; સુરજે વળતી સાંગ આપી બાણતણા કરમાંય. ૬ જીતી સુરને પાછો વળીયો મળીયા નારદ મુન; પ્રમાણ કરીને પાયે લાગ્યો તેણે સમે રાજન. ૭ ઓ નારદજી ઓ નારદજી ના થયું મારૂં કામ; એકે જોધ્ધો ન મળ્યો સ્વામી પહોંચે મનની હામ. નારદ. ૮ વાણી બોલીયા તું સુણ બાણાસુર રાય; જેણે તુજને હાથ આપ્યા તે શીવશું કર સંગ્રામ. ૯

કડવું ૫ મું.

રાગ ઢાળ—કૈલાસ પર્વત જઈ રાજાએ ભલી ભરાવી બાથ; જળમાંહી જેમ નાવ ડોલે એમ ડોલે ગીરીનાથ ૧ ટોપ કવચને ગદા ફરશી; કડકડાટ બહુ થાય. તેણે સમે ઉમીયાજી મનમાં લાગ્યાંરે બ્હીવાય; ૨ જઈને શંકરને ચરણે નમીયાં અહો અહો શીવરાય; શાને કાજે બીહો પાર્વતી આવ્યો

બાણાસુર રાય, ૩ શોણીતપુરનું રાજ્ય આપ્યું, ઉપર કર હજાર વળી માગવા શું આવ્યો છે, અંધ તણો કુમાર ૪ સહસ્ત્ર હાથ તો મુજને આપ્યા તે તો સ્વામી સત્ય, એક યોદ્ધો મુજને આપો, યુદ્ધ કરવા સમર્થ, ૫ આવો શીવ આપણે બે વઢીયે આપ આવ્યા મારી નજરે ફટ ભુંડા તું એ શું બોલ્યો ખોટી હઠ આ તજરે, ૬

કડવું ૬ ઠું.

રાગ ઢાળ—તે તો તારે વણ કહે મેં ઉપજાવ્યો છે એક; એ કર છેદન કરી તારાને, કરશે કડકા અનેક, ૧ તેતો સ્વામી કેમ હું જાણું, ચિંતા મુજને થાય; લે બાણાસુર લૈજા તુને આપુ એક ધ્વજાય ૨ જ્યારે ધ્વજા આ ભાગી પડશે ત્યારે કર તારા છેદાશે; રૂધીર તણો વરસાદ વરસશે, તારા નગરને વિષે,૩ ત્યારે તું એમ જાણજે, રીપુ ઉત્પન્ન થયો સાર; વરદાન પામી વળીયો બાણાસુર, શોણીતપુરમાં જાય, ૪ એક સમે મહાદેવ કહે, મારે તપ કરવાનું મન; તેણે સમે ઉમીયાએ માંડ્યું, અતિ ઘણું રૂદન. ૫ અહો શીવજીઅહો શીવજી, જનમારો કેમ જાય; મારે નથી એક બાળક તે, કહો વલે શી થાય. ૬ મહા રૂદ્ર, વાણી બોલીયા, લે આ મારૂં વરદાન; એક પુત્ર ને એકજ પુત્રી, ઉપજાવજે સંતાન. ૭ વરદાન આપી મહાદેવજી, વન તપ કરવાને જાય, ઉમીયાજી નહાંવાને બેઠા, વિચાર્યું મન માંય. ૮ શિવનાં ઘર મોટાં જાણીને રખે આવતું કોય; બે બાળક મેલુ બારણે તે, બેઠાં બેઠાં જોય

૯ દક્ષિણ અંગથી મેલ લઈ ને અઘટ ઘડીયું રૂપ;હાથ ચરણ ને ઘુંટણ પાની. ટુંકું અંગ સ્વરૂપ ૧૦ ચત્રુભુજને ફાંદ મોટી દીસે પર્મ વિશાળ; સોભા તેની શી કહું કંઠ ગુઘર માળ ૧૧ પહેલા કરમાં ફરસી જળ કમંડળ; બીજે મોદીક આહાર ત્રીજા કરમાં ફરસી સોહીએ ચોથેરે જપમાળા ૧૨ ગણેશને ઉપજાવીને, બોલ્યાં પાર્વતી માત; એની પાસે જોડે હોય તો, કરે તે બેજણ વાત ૧૩ વામ અંગથી મેલલઈને ઘડીયું કન્યા રૂપ, શોભા તેની શી કહું શુકદેવ કહે સુણ ભુપ. ૧૪ સેંથો ટીલડી રાખડી અંબોડા વાંકી મોડ; કંઠ કપોળ ને કામની તેડે મોટા મોટ; ૧૫ કોથરી ટીલડી વેલણ ડાબલી રમત નાની ભાત; કંકુપડો નાડાછડી, તે આપ્યો લઈને હાથ વલણ-પરીક્ષતને શુકદેવ કહે કુંવરી કન્યા જેહરે, ઘર સાચવવાને બાળકો, પ્રકટાવ્યાં તેહ રે.

કડવું ૭ સુ.

રાગ ઢાળ—દેવી નાવણ કરવાં બેઠાં નારદ આવ્યા ત્યાંય, બાળક બે જોઈને નાઠા ગયા શીવ જયાંય ૧ નારદ ચાલી આવીયા મધુવન તતખેવ, ઓરે શીવજી ઓરેશીવજી નફટ ભુડી ટેવ.૨ વનવગડામાં ભમતાં હીંડો. માથે ઘાલો ધુળ, આક ધંતુરો વિજીયા ચાવો, કરમાં લ્યો ત્રિશુળ ૩ તમેરે વનમાં તપ કરો ને, ઘેર ચાલ્યું ઘરસુત્ર, તમો વીના તો ઊંમીયાજીએ, ઉપજાવ્યા છે પુત્ર. ૪ મહાદેવ ત્યાંથી પરવર્યા કૈલાસ જોવા જાય, ગણપતી. વાણી બોલીયા આડી ધરી

જેષ્ટી કાય ૫ અલ્યા જટિલ જોગી ભસ્મ અંગે, દિસંતો અદ્‌ભુત, આજ્ઞા વિના અધીકાર નહી હોય પૃથ્વીનો જો ભુપ ૬ વચન એવું સાંભળીને, કોપીયા શિવરાય, લાતો ગડદા પાટુ મારે આવ્યા ઘરની માંય ૭ ગણપતીનો ગડદો પડે, બ્રહ્માંડ ભાગી જાય, ત્રિલોક તો ખળભળવા લાગ્યું, આતે શું કહેવાય. ૮ ત્યારે શિવજી કોપીયાને ચડી મનમા રીસ. કોપ કરીને ત્રિશુળ મેલ્યું, છેદયું ગણપતીનું શીશ. ૯ માગશર વદી ચોથને દહાડે, પુત્ર માર્યો તાત, તે દહાડેથી ચાલ્યું આવ્યું ગણેશ ચોથનું વ્રત ૧૦ તે મસ્તક તો જઈને પડીયું, ચંદ્રના રથમાંય, તેથી ચતુર્થીને દીવસે ચંદ્ર પુજન થાય. ૧૧ એવે શિવજી ઘરમાં આવ્યાં જયાં ઉમીયાજી નાહાય; ઓખા બેટીની બારણે તે નાસી ગઈ ઘરમાંય ૧૨ લવણ કોટડીમાં જઈને પેઠી મનમાં વાત વિચારી, બાઈના કકડા કીધા માટે મુજને નાંખશે મારી ૧૩ મહાદેવજી ઘરમાં ગયાને, ઝબકયાં ઉમિયા મન, નેત્ર ઉઘાડી નીરખ્યું ત્યારે દીઠા પંચવદન ૧૪ વસ્ત્ર પહેરી ઉમીયા કહે છે,કેમ આવ્યા મહાદેવ, આક ભાંગ ધંતુરો ચાવો. નફટ ભુંડી ટેવ. ૧૫ નહાતાં ઉપર શુ દોડયા આવો, સમજો નહી મનમાં હે, બે બાળક મેલ્યાં બા-રણે, કેમ આવ્યા મંદીર માંહે. ૧૬ છાની રહે તું પાપણી, મેં જોયું પારખુ બધું, આટલા દહાડા સતિ જાણતો, પણ સરવ લુંટી ખાધું ૧૭ મુંજ વિના તેં તો પ્રજા કીધી એવું તારૂં કામ પારવતીજી તમે રાખ્યું હિમાચળનું નામ. ૧૮ વચન

એવું સાંભળીને ઉમીયાને ઉઠી જવાળ; કાલે તમો કહી ગયા હતા જે પ્રગટ કરજો બાળ. ત્યારે શંકરે નીચું જોયું મનમાં વાત વિચારી; તારી પુત્રીતો નાશી ગઈ તારા પુત્રનેઆવ્યો મારી સાખી—વારી વિના ઝુરે વેલડી વાછરૂ વિના ઝુરે ગાય; બાંધવ વિના ઝુરે બેનડી પુત્ર વિના ઝુરે માય ૧ પુત્રધાન્યને પુત્ર ધન પુત્રજ આગેવાન; જે ઘેર પુત્ર ન નિપજ્યો તેના સુના બળે મશાણ (રાગ વિલાપનો) બોલો હો બાળારે હો ગણુપતી બોલો હો બાળા. ટેક ઉમીયાજી કરે છે રૂદન હો ગણપત; શિવ શાને માર્યો મારો તન હો ગણુપત. ૧ શિવ પુત્ર વિના જે માય; હો ગણુપત; તેની સંપતિ પરઘેર જાય હો ગણુપત; ૨ શિવ પુત્ર વિનાની માય હો ગણુપત તે તરણાથી હળવી થાય. હો ગણુપત. ૩ ત્યારે શિવને આવ્યું છે જ્ઞાન હો ગણુપત. મેં તો આપ્યું હતું વરદાન; હો ગણુપત. ૪ પેલા નારદીયાનું કામ હો ગણુપત; જુઠા બોલો છે એનું નામ હો ગણુપત. ૫ એણે વાત કરી સર્વ જુઠી હો ગણપત હુંતો તપથી આવ્યો ઊઠી, હો ગણુપત ૬ મેંતો માર્યો તમારો તન; હો ગણુપત; આજ ઉગ્યો શો ભુંડો દંન હો ગણુપત. ૭

કડવું ૮ મું.

રાગ આશાવરી—નંદી ભૃંગી મોકલ્યા તે પેહેલી પોળે જાય હસ્તીએક મળ્યો માર્ગમાં તેશિર કીધોઘાય ૧ તે ગજનું મુસ્તક લાવીનેધડ ઉપર મેલ્યું નેટ; ગડગડીને હેઠે બેઠું; આગળ નીકળ્યું પેટ. ૨ કાળાએના વક્ષસ્થળ;ને વરવા એનાદાંત; આગળએને સુંઢમોટી લાંબાપહોળા કાન. ૩ દેવમાં જાશે શું પોશાસે, અ-

માર મુજને દુઃખ; દેવતાસર્વે મેણાંદેશે;ધન પાર્વતીની કુખ ૪

કડવું ૯ મું.

સાખી—રૂપગુણને વાદ પડયા, ચાલ્યા રાજદ્વાર ગુણને આ- પ્યાં બેસણાં રૂપને કર્યો જુહાર. ૧ રૂપ તો આપ્યા શીવેનાગ રા, કોઈ જોગી અબધુત; ચતુરાઈ દીધી જે ચારણા, વળીકોઈ કોઈ રજપુત. ૨ પુન્ય વિનાધન કયાકામકો, કયા કામકો ઉદક વિણ કુંભ; એ દો વસ્તુ કછુ ન કામકી, જેમ ગુણ વિના રૂપ. ૩ સ્વરૂપ દિયો શીવ ચાતુરી, નિકરરૂપ તારૂ પાછુ લે; રૂપગુણ ચતુરાઈ નહીં, એતો દુઃખ માંદે. ૪ માયા દીની તે શોમકુમુર ખ ઘર દીની નાર; લોચન દીયે કુકડ કુજાય બેસે ઉડી ઝાડ. ૫

કડવું ૧૦ મું

રામ મારૂં—પંથી જયારે ચાલે ગામ, પહેલું લે ગણપતિનું નામ, કથા ગ્રંથ આરંભે જેહ, પ્રથમ ગણપતી સમરે તેહ. ૧ શોભાગવંતી શણુગાર ધરે. ગણપતી કેરૂં સ્મરણ કરે, સોની સમરે ઘડતાં ઘાટ, પંથી સમરેજાતાવાટ. ૨ પંચવદનના દોહરા માંય, પહેલી પુજા ગણપતિની થાય એવિનામુજનેપુજે તોસ ર્વ મીથ્યા થાય ૩ ઉથલો—શાને કાજેરૂવેપાર્વતી, શાનેલોચન ચોળે જેનેઘેર વિવાહ વાજનાહસે, ત્યાં બેસશે ઘીને ગોળરે. ૪

કડવું ૧૧ મું.

રાગ ઢાળ-ઓખા ઓખા કહી ઉમીયાએ, સાદ કર્યાબેચાર ત્યારે ઓખા આવી ઉભી, નીસરીને ઓરડી બહાર. ૧ ભાઈ મરાવી ભામની તું તો નાસી ગઈ, મહાદેવે ગણપતિને માર્યો તે સુદ્ધ મને નવ કહી. ૨ તે માટે તારૂંઅંગગળજોલુણેગળજો

કાય; અસુર કુળમાં અવતરજે, એણી પેરે બોલ્યાં માય. ૩ ઓખાબાઈ તો થરથર ધરૂજ્યાં, એતોવાતએટંકઅપરાધપાખે માતા મારી આવડો શો દંડ. ૪ ઉમીયા કહે મેં શ્રાપ દીધોતે કેમ મીથ્યા થાય; દૈત્ય કુળમાં અવતરજે, દેવવરી કોઈ જાય. ૫ ચૈત્રના મેનારકમાં, બાઈ તાહારારે મહીમાય, ઓખાહરણ જે સાંભળે, મહા રોગથકી મુકાય ૬ ચૈત્ર માસના ત્રિસદહાડા અન્ન અલુણુ ખાય, ત્રીસ નહિં તો વળી પાંચ દહાડા, પાછલા કહેવાય. ૭ પાંચ દિવસ જો નવ પળે તો, ત્રણ દીવસ વીશેક; ત્રણ દીવસ નહી થાય તો, કરવો દીવસ એક. ૮ એ પ્રકારે વ્રત કરવું સમગ્ર સ્ત્રીજન: અલુણુ ખાએને અવનીસુવે વળી એક ઉજવળ અન્ન, ૯ દેહ તણું દાન કરવું લવણ કેરૂં જેહ; પાર્વતી કહે પુત્રીને સૌભાગ્ય ભોગવે તેહ. ૧૦ વૈશાખ સુદી તૃતીયાને દીન, તું આવજે મુજ પાસ; ગોર્ય કરીને પુત્રી તાહરી, પુરીશ મનની આશ. ૧૧ સુકદેવ કહે રાજા સુણો; અહી એહ પ્રકાર; હવે બાણાસુરની શી ગત થઈ; તેનો કહું વિસ્તાર. ૧૨ વલણ-કહુ સકલ વિસ્તાર એનો સુણો રાજા નિરધારરે, હવે બાણાસુર ત્યાં રાજ કરતો શ્રોણીતપુર મોઝારરે

કડવું ૧૨ મું.

(રાગસામગ્રીનીચાલ) રાયબાણાસુરને બારણે, માગવા આવીરે ચંડાળ, નીત્ય પ્રભાતેરજવાળતી, કર્યું ઝાકઝમાળબાણાસુરને બારણે-૧ રાય મેહેડિયેથી હેઠો ઉતર્યો, થયો પ્રાત:કાળ મુખ આગળ આડીધરી સાવરણી તેસાર, બાણાસુર. ૨ રાયબાણા-

શુરવળતીવદે, મનમાં પામી દુઃખ મુજનેદેખીકેમફેરવ્યું; અ-
લીતારૂંરેમુખ બાણાસુર૰ ૩ ત્યારેચંડાળણી વળતીવદે સાંભ-
ળીયે રાય, તમો ઉંચ અમો નીચછું, મુખ કેમ દેખાડાય ૪
ત્યારે બાણાસુર વળતો વદે, સાંભળરે રંડાય; સાચુરે બોલને
કામની; કરૂં બે કકડાય બાણાસુર ૫ ત્યારે ચંડાળણી વળતી
વદે, સાંભળોને રાજન; સાચુ બોલુ જેવો ઘટે, તેવો દેજો દંડ.
બાણાસુર-૬ પ્રાતઃકાળે જોઈએ નહિ વાંઝિયાનું વદન; ત-
મારે કાંઈ ખોરૂ નથી, સાંભળો રાજંન, બાણાસુરને ૭.

કડવું ૧૩ મું.

રાગ આશાવરી-ચંડાળતો કાંઈએક નથી, રાયદશવિધના કહે
વાય; પેલોચંડાળ તેને કહીયે. નદી ઉતરીનવ નહાય ૧ બીજો
ચંડાળ તેને કહીયે, પુત્રીનુંધન ખાય, ત્રીજોચંડાળ તેને કહીએ
દુભે માતપિતાય ૨ ચોથો ચંડાળ તેને કહીયે, હરેપારકી નાર,
પાંચમો ચંડાળ તેને કહીયે. પરદારાશુ ખાય ૩ છઠોચંડાળ કોને
કહીયે,હરેપારકુંધન,સાતમોચંડાળકોને કહીયે જેનું મેલુંમન
૪ આઠમો ચંડાળ કોને કહીએ, કરમાચુવરન નવમો ચંડાળ
કોને કહીએ, નહીં તનયા કે તને, ૫

કડવું ૧૪ મું.

રાગ આશાવરી—બળીયોરે બાણાસુરરાય, પુત્ર માગવાને
જાય, મહાદેવજીની પાસે આવી, બેઠા તપ કરવાય, ૧ હજાર
હાથેતાળીપાડીતવ રીજ્યાશ્રીમહાદેવ, આપોઆપો શીવજી
પુત્રએક તતખેવ ૨ ચિત્રગુપ્ત લહિયા તેડાવ્યા કર્મતણા જોનાર
પુર્વે રાજા તુંતો કહાવે વઈશ્ય તણો અવતાર, તારેપેટે એકજ

હતો, લાડકવાયોબાળ; ભોજન કરવા તું બેઠોતે સાંભળને ભુ-પાળ. ૪ તુજમાં તે જમવાને આવ્યો. વેગે તારો બાળ, માટી વાળા હાથ ખરડેલા બાળકના તે વાર ૫ ત્યારે તુજને સંખ્યા આવી; હાંકી કાઢયો બાળ; બાળક ત્યારે થરથર ધરૂ-જયો સાંભળને ભુપાળ ૬ બાળકને રીસ ચઢીને નવગણ્યો કાંઈ તાત; તુજને પુત્ર વ્હાલો નથી, તું વાંઝીયો જન્મ સાતરે.૭

કડવું ૧૫ મું.

રાગ ઢાળ—ઉમીયા વાણી બોલીયાં. તું સુણ બાણાસુરરાય તારા મનમાં જો ગમે, તને આપુ એક કન્યાય.૧ત્યારે બાણાસુર કહે પુત્રી મારે, કોટી પુત્ર સમાન;મુંજને ટાળે વાંઝીયો,આપો એ વરદાન ૨ કોઈક દેશનો રાજા જોઈશ. રાખશે મારૂ નામ પોષ માસથી પુરણ માસે પુરણ થાશે મન કામ,૩ વરપામી વળીયો બાણાસુર, શ્રોણીતપુરમાં જાય; બાણમતીને ગર્ભ રહ્યો છે, તેનો કહું મહીમાય, ૪ પોષ માસથી પુરણ માસે. પ્રગટ થઈ કન્યાય; વધામણીઆ પરવરયા તે, રાજસભામાં જાય,૫ શાણાં જોશી તેડીઆ, તેની જન્મ પત્રીકા થાય;વિદ્યાબળ કરી ગુરૂજી બોલ્યા, તેણીવાર ૬ પેહેલી ઉમીયાજીના અંગથી પ્રગટી છે કન્યાય; તેને નામે રાશી જોઈને, નામધરો ઓખાય ૭ ગ્રહ વેળા શુભ લગ્નમાં, સંતાન પ્રગટી સાર; એથી તારા હાથનો વેગે ઉતરસે ભાર, ત્યારે આકાશવાણી એવી થઈ તું સાંભળ નૃપ નીરધાર; એ પુત્રી ઈચ્છાવરને વરશે,કોકારણ રૂપકુમાર ૯ જ્યારે પુત્રી પરણુશે, વરતશે હાહાકાર, ભાર ઉ

તારશે તુજ હાથનો, તુજ જમાત્ર તેણીવાર ૧૦ તે માટે તેડી પરધાન, એણીપેરે પુછેછે રાજન; દેવ વચન મીથ્યા નવથાય તે માટે કરવો ઉપાય ૧૧ રચો માળીયાં સુંદરસાર; તે માટે કરો ઉપાય; ઓખા અને ચિત્ર લેહાને, મેલો મંદીર માળીયામાંયરે

કડવું ૧૬ મુ.

રાગ તનાશ્રી—પરીક્ષતે પ્રશ્ન કર્યું વિચારીજી કહો કેમ પ્રગટ થઈ બેઉ નારીજી, ઓખાને ચિત્રલેહા કેમ ધર્યાં નામજીકોઈ વિધીએ આવ્યાં અસુરને ધામજી. ૧ (ઢાળ) ધામ આવ્યાં અસુરને તેણે કામ સૌ દેવનાં કર્યાં, મને વિસ્તારી વરણવો કેવી રીતીએ અવતર્યાં, ૧ શુકદેવ કહે સુણ પરિક્ષત અભીમાન્યું કુમાર; પ્રશ્ન તેં પુછયું મને તેનાસંદેહ ખોઉંનીરધાર, એક વાર દેવ પાતાળનાઠા;બાણાસુરના તાપથી; ત્યારે વરૂણ કેરા જગનમાં કન્યા પગટી આપથી કન્યા કહે કેમ પ્રગટ કીધી કહો અમ સરખુ કામ; ત્યારે દેવ કહે દૈત્ય દુ;ખ દેછે બાણાસુર જેનું નામ ૪ કન્યા કહે દુ:ખ કાં ધરો બાણાસુર આવશે પાતાળ, એના પિતાના ચરણ પુજવા નિત્ય જાય છે પાતાળ ૫ ત્યારે મને પુત્રી કરીને સોંપજો, હું જઈશ એને ઘેર, સાંકડી સગાઈએ સુતા થઈને કરાવું ભુજની પેર, ૬ તેણે સમે પાતાળ આવ્યો; બાણાસુરરાજન, તેને દેવે દીકરી આપી પ્રસન્ન થઈને મન; ૭ પ્રધાન કહે સ્વામી સાંભળિયે, આપો મુજને બાળ, કન્યાદાન કુંવરીને દઉતો ઉતરે શિરની ગાળ, ૮ ત્યારે રાજા કહે પ્રધાનને, આ પુત્રિ મુકુવન, કાલેતેડીને

તું તો આવજે, જાણે નહી કોઇજને ૯ પ્રભાતે તે પ્રધાન આવ્યો; પુત્રી બેઠી જ્યાંય; પુત્રી તો સમાધી લઈ, હરી ધ્યાન ધરે છે ત્યાંય, ૧૦ વાયુદ્વાર જેણે રૂંધીયાં નેરૂંધ્યા શ્વાસોશ્વાસ, જમણા પગના અંગુઠાપર; રહી છે ખટમાસ ૧૧ તે જોઈને પાછો વળ્યો, પછી પુરભણી પ્રધાન; ખટમાસ પુરણ તપ થયું ત્યારે પધાર્યા ભગવાન ૧૨ માગ્ય કહેતાં કન્યા કહે મુને કરો જ્ઞાન પ્રકાશ: ભુતભવિષ્ય વર્તમાન જાણુને, ઉડી ચહડું આકાશ ૧૩ એટલે પ્રભુએ તેને પાંખ આપી; વર આપીને વળીયા હરી; પ્રધાન આવ્યો પુર વિષે, તે કોભાંડ પુત્રી કરી, ૧૪ વલણ—કુંવરી થઈ પ્રધાનની, તેનું પ્રાક્રમ કો પ્રિછે નહીં શુકદેવ કહે રાય સાંભળો, એ ચીત્રલેહાની ઉત્પતિ કહી ૧૫

કડવું ૧૭ મુ.

સાખી—ભાદરવે જે કરે હળોતરાં શત્રૂ પાસે માગે શીખ; જે ઘેર પુત્રી લાડકવાઈ. તેનાં માબાપ માગે ભીખ. ૧ બાળો અગ્નિ બધુવન દહે, છળવડે પર્વત કોરાય; અબળારૂઠીજેકરે મણીધરનવકળાય. ૨એટલાંઅનંત લીજીએ જોઈએછીએ કુશળ. રાગ ઢાળ-નગરથકીએક જોજન રાયે મહેલ રચાવ્યો સાર ગોખ બારીને અટારી તેને કહેતાં ન આવે પાર મરકટ મણિ મોતીએ જડ્યાં, માંહે પીરોજાના પાટ; હયશાળાં ગજશાળા છે, હીંચવા હીંડોળા ખાટ, ૨ દીવસ માસ ને વરસ જ્યાં, કન્યા મોટી થાય, ચિત્રલેહાને સંગે રમતાં, ઉલટ અંગ ન માય. ૩ સવાલાખ જોદ્ધા રખવાળે મેહેલ્યાછે રાજન એમ કર

તાંઓખાબાઈને, આવ્યું છે જોબન જતમે રાતે જાગો દીવસે નવમીચો લોચન ઓખા કેરા માળીયામાં રખે સંચરે પવનરે

કડવું ૧૮ સું

રાગ ઢાળ-શોણીતપુર પાટણ ભલું રાય બાણાસુરનું ગામ ઓખા તેની પુત્રી કહીએ કરતી ઉત્તમ કામ ૧ ઘડી એકમાં લાવે સોગટાં, ઘડી એકમાં પાટ; નાના વિધની રમત રમેઘડી એકે હીંડોળાખાટ ૨ ઘડી એકમાં ઢીંગલા પોતીયાં રમતી હોડા હોડ; હિંડોળે હિચવાને કાજે, રેશમ કેરી દોરી ૩ ઘમઘમ ઘમઘમ ઘુઘરા ગાજે ઘુઘરડીનો ગોર; નાના વિધનું ગાણુ ગાતા મધુરો નીકળે શોર. ૪ રમે જમે આનંદ કરે પહેલાં મંગળ ગાય; જોબનવંતિ થઈ જે ઓખા મંદીર માળીયા માયરે, ૫

કડવું ૧૯ સું.

રાગ સામરી-જોબનીયુ વાયુરે ઓખા નાનડિરેલોલ, મારે જોબનીયાની જાય બેની મારે ઘડી ઘડીરે લોલ, તું તો સાંભળ શૈયર બેનડીરે લોલ. મારો મુરખ પિતા કાંઈ જોતોનથીરે લોલ ૧ બોલી ઓખા વળતી વાણી સાંભળ બેનડીરેલોલમારોજાય કન્યા કાળ વર જાતો નથીરે લોલ; મારા જોબનીયાના દીવસ દહાડા ચાર જો નાણુરે મરશે પણ ટાણું નહી મળેરે લોલ. ૨

કડવું ૨૦ સું.

રાગ આશાવરી-પાંચ વર્ષની પુત્રી તે તો, ગૌરીરે કહેવાય, તેને કન્યાદાન દેતો કોટી યજ્ઞ ફળ થાય. ૧ પણ પુત્રી કેરા પિતાને કોઈ સમજાવી કહો વાત; દેવ વીવાહનું ફળ જેને વરસ થાય જો સાત ૨ પુત્રી કેરા પિતાને, કાંઈ કહેવોરે ધબધબ; ગા

ધર્મ વિવાહનું ફળ જેને, વર્ષ ગાયજો નવ ૩ એમ કરતાં વળી વચમાં; આવી પડે કાંઈ વાંક મનુષ્ય વિવાહ ફળ જેને;અ-ગીયારે આડો આંક, ૪ એમ કરતાં વરસ જાયને, બાર પુરાથાય. પુત્રીનું મુખ જુવે, બેસે બ્રહ્મહત્યાયરે ૫

કડવું ૨૧ મું.

રાગઆશાવરી—ચિત્રલેહા એણી પેરે બોલી સાંભળ સૈયર વાત તારે કાજે નહિ પરણાવે, બાણુ તારો તાત ૧ તારે કાજે જો પરણાવે; છેદાય રાયના હાથ; તારે કાજે નહીં પરણાવે પ્ર-ધાન મારો તાત ૨ તાત કેરી આજ્ઞા લેઈ આવો ઓખાય વ-ચન સાંભળી ઓખાવળતી, ત્યાંથી ચાલી જાય; ૩ તાતઆપો આજ્ઞાતો, શંભુપુજવા જાઉં, બાણાસુર પ્રત્યે પુત્રીયે, વચનપ્રકાશી કહ્યું. ૪ ઘેલી પુત્રી એમ ન કરીયે. બેસી રહો મંદીરમાંય ઘેરઆવેમહાદેવજીપુજીને લાગીયે પાયપાવચનસાંભળી ઓખા ચાલ્યાં, પોતેતેણીવાર; ચીત્રલેહા સૈયરમારી;ઉપાયકરવો સાર

કડવું ૨૨ મું.

રાગસામેરી-ઓખાતારેશ્રવણેઝબુકેઝાલરે;ઓખાતારાકુમ-કુમ રાતા ગાલરે; ઓખા તુંતો ચાલે હંસની ચાલરે, ચોળીને રંગરે ઓખા તારી ચુંદડીરે ૧ ઓખા તારે બાંહે બાજુબંધરે ઓખા તારૂં મુખડું પુનમ ચંદરે ઓખા તારે મનઉપજ્યોઆનંદરે; કસબીને કોરરે ઓખા તારા સાળુડેરે; ઓખા તારાસોભીતા શણગારરે, ઓખા તારા તેજ તણો નહિ પારરે; ઓખા તને વર્ષ થયાં દશબારરે, પાવણુ ને પુરરે ઓખા તારેલોજ્તાંરે

કડવું ૨૩ મું.

સાખી-નેહેરે બેની તારે વિચુવા, કર કંકણ મુદ્રિકાને હાર એ પુરૂષ વિનાપહેરે પ્રેમદા; તેવા ધીક પડયો અવતાર ૧ સેંથો ટીલડી રાખડી નેણે કાજળ કુમકુમ આડ; પુરૂષ વિના પેહેરે જે પ્રેમદા; તેને ધીક પડયો અવતાર ૨ (ચોપાઈ) ઓખા બઈએ તોડી નાંખ્યા હારરે, આ તુંલે તારા શણગારરે; હું તો નહિ પામું ભરથારરે, નહી ઓઢું ઘાટડીરે. ૧ બાણાસુર મારો બાપરે, મારાં કોણ જનમનાં પાપરે; મુને નહિં પરણાવે બાપરે. જોઉં વાટડીરે ૨

કડવું ૨૪ મું

રાગ ગોડી-વર વરવાને યોગ્ય થઈને, પ્રગટયાં સ્રીનાં ચેનજી ઓખા કહેછે ચીત્રલેહાને, વાત સાંભળ મારી બેહેનડી સૈયેર શુંકીજે, અનીહાંરે દોહલા કેમ લીજે; મારી બેનીરે દોષ કર્મને દીજે, અનીહાંરે કે વિષ ઘોળી ઘોળી પીજે, ટેક આજ મારે ભુડું જોબનીયું, મદ પુરણ મારી કાયજી; પિતાતો પ્રીછે નહીં; મારો કુંવારો ભવ કેમ જાયરે સૈયર ૧ સાસરે નિત્ય જાય ને આવે, સૈયર મુજ સમાણીજી; હુંએ પરાધણ વિરહે પીડાંણી આંખે ભરૂં નિત્યપાણીરે સૈયર ૨ એરે દુઃખેણું દુબળી, મને અન્ન ઉદક નવ ભાવેજી; આ અવાસરૂપી શુળીયે સુતાં તો, નિદ્રા કેઈ પેરે આવેરે. સૈંયર ૩ જળ વિનાની વેલડીને લુણ વિના જેવું અન્નજી; ભરથાર વિના ભામનીએતો, દોહોલા કાઢે દનરે, સૈયર ૪ ધન્ય હશે કામનીને, જેણે કંઠે કંથ ગ્રહી રા-

ખ્યોજી; હું અભાગણીયે પરણ્યા પીયુનો અધર સુધારસ નવ ચાખ્યો શૈયર ૫ મરજાદા માટે માણસ કરે, આંખનો અણુસારોજી, તે સુખ તો મેં સ્વપ્ને ન દીઠું, વ્યર્થ ગયો જન મારોરે શૈયર. ૬ સ્વામી કેરો સંગ નહી શ્યામાને, એથી બીજું શું નરતું હવે નવ રહી આશા પરણ્યા કેરી મુજ જોબન જાએ ઝરતું રે; શઈયર ૭બીજી વાત રૂચે નહીં મુજને ભરથાર ભોગમાં મનજી આંહી પુરૂષ આવે તો પરણું નવ પુછું જોષીને; શૈયર. ૮ વચન રસિક કહેતા કરૂણા ભારે આવે લટકતી ચાલેજી, પ્રેમ કટાક્ષ પિયુને બોલાવે તે રૂદીયા ભીતર, સાલેરે શૈયર ૯ સુખ દુ:ખ કર્મે કર્યું છે હું લેવાઈ મારે પપેજી, બંધોગીરિ મારિ કરિ; શુળીએ ચઢાવી મારા બાપરે; શૈયર ૧૦ મરકલડે મુખ મધુરે વચને, મરજાદા નવ આણીજી શાકપાક પિયુને નવ પીરસ્યાં આઘો પાલવ તાણીરે શૈયર અકળગતી છે ગોવીંદજીની શું નીપજશે બેનીજી. ગોપાળજીનું ગમતું થાશે; મનડું મારૂ રહે નહીરે શૈયર. ૧૨

કડવું ૨૫ મું.

રાગ મેવાડની દેશી-ઓખા કહે ચિત્રલેખા જો તું તો સાંભળ બાળ સ્નેહી જો, આપણે મોટેરા માબાપનાં છોરૂંજો કેમ કરીયે કાળું કે ગોરૂં જો ૧ બેની લાંછન લાગે કુળમાં જો, પ્રતિષ્ટા જાય એક પળમાં જો, અમે તો તમ પાસ ન રહીએજો જઈ બાણાસુરને કહીએ જો. વાત બાણાસુર રાય જાણે જો આપણા બેનો અંતજ આણેજો, મને મેલી ગયો તારી પાસે

જો તારો બાપ રહયો વિશ્વાસે જો, ૩ મેં તો ન થાય તારૂં રક્ષણ જો,તુજમાં દીસે છે અપલક્ષણ જો,બેની છોકરવાદ ન કીજેજો તારા બાપ થકી તો તો બ્હીજેજો. ૪ તને દેખું છું મદમાતીજો નથી પેટ ભરી અન્ન ખાતી જો, તારૂં વચન મુને નથી ગમતું જો; જોબનીયું હશે સઉને દમતું જો, ૫ કામ વ્યાપે સર્વ અંગે જો બેની રહીયે પોતાના ઢંગે જો તું તો બેઠી નીહાળે પંથ જો કારાગ્રહમાં કયાંથી હશે કંથ જો ૬ તેં તો મુને આંખમાં ઘાલીજો માથે છાણુ થાગીને ચાલી જોહું પરીછી કામનું કારણ જો બેની રાખજો હઈયામાં ધારણજો તું તોજુવે લોકમાં એકઠાં જો વમાણું કયાંથી મસેકોઠાંજો બેની; ડગલાં ન ભરીએ લાંબા જો ઉતાવળે ન પાકે આંબાં જો મારી ઓખાબાઈને સલુણાં જો આવ્યો ચૈતર માસ એમ કરતાં જો, પછી ઓખાજીવ્રત આચરતાં જો અલુણું અન્નજમીદીન ખુવે જો ૯ દીપકબાળે ને અવનીએ સુવે જો માત ઉંમીયાને આરાધેજો થયું પુરણ વ્રત એક માસે જો કોણ જાણે એકાંતે જો૧૦

અવાસ એક સ્થંભ વિષે વ્રત કીધું ઓખાયરે,
સ્વપ્નામા સંયોગ સ્વામીનો ભટ પ્રેમાનંદ ગાયરે

કડવું ૨૬ મું.

રાગ ઢાળ-બાપ તું એ કુંવારી હુંએ કુંવારી સાંભળ શૈયર વાત,ગૌર્ય માનિ પુજા કરિયેજો પામીશું નાથ કોણ મસવાડે કોણ મસવાડે કોણ દહાડે ગોર્યની પુજાથાય, એમ કરિને આપો પુતળા હું પુજું મારા માય ૧ ફાગણ વદબીજના દહાડે કરવું

રે સ્થાપન, ચૈતર સુદી ત્રીજના દહાડે,કરવું ઉથાપન ૩ સલ્લન સલ્લા પાથરી, સંદેસરાનાં ફુલ; પુજી અરચી ઓખા માંગે જે જે વસ્તુ અમુલ્ય ૪

કડવું ૨૭ મું

રાગ ધોળ—ગોરચમા માગુરે ગોર્યમા માંગુ માંગું માહરા બાપનાં રાજ; માતા સદાએ સોહાગણી ૧ ગોરમા માગુરે મારા ભાઈનાં રાજ. ભાભી તે હાલ હુલાવતી, ૨ ગોરચમા માગુરે મારા સસરાના રાજ, સાસુને પ્રજા ઘણી ૩ ગોરચમા માગુરે દીયર જેઠનાં રાજ; દેરાણી જેઠાણીનાં જોડલાં ૪ ગોરચમા માગુરે તમારી પાસ, અખંડ હેવાતનઘાટડી, ૫ગોરચમા માગુરે હું તો વારંવાર; ચાંલ્લો ચુડોને રાખડી, ૬ ગોરચમા માગુરે સરખા સરખી જોડ; માથે મનગમતો ધણી ૭

કડવું ૨૮ મું.

રાગ ઢાળ એકે દહાડો ચિત્રલેહાને, ઊંઘ આવી સાર; વાશી પુષ્પે કરતી પુંજા ઓખા તે નીરધાર,૧ એટલે ચીત્રલેહા જાગી, જુવે તો વાત વિપ્રિત; વાસી પુષ્પ ચઢાવ્યાં દીઠાં, થઈ રહી ભયભીત ૨ વાસી પુષ્પે પુજા કીધી નહી પામે ભરથાર ભરથાર જો હું નહીં પામું તું સાંભળ મારિ માય ૩ આલે તારાં પુતળાં. મારી પુંજે છે બલાય, ઉપર પાણી રેડીએતો આ ફુલા ધોવાય ઉંચેથી પછાડીએ તો, ભાગીભુકો થાય તું આલે તારા પુતળાં, મારી પુજે છે બલાય. ૫. પંદર દહાડા પુંજા કીધી બોલાવ્યાં નહી બોલે; તું તો બેની કહેતી હતી જે નહી ગોરચમાને તોલે ૬ પકવાન પેંડા મેલીએતો કડકો કોર નખાય

તું આ લે તારાં પુતળાં, મારી પુજે છે ભલાય રે.

કડવું ૨૯ મું

સાખી—શીવનાં લીજે વારણાં જેણે નેત્રે બાળ્યોરે કામ, ત્રિ પુરા દૈત્યને વિડારીયો, હું તો કેમ મેલું નામ ૧ શીવ અખંડાનંદ જેણે; ગંગા ધરી શીશ; ભાગીરથી તપથી ઉઠાડીયા હું કેમમેલુ તેઈશ ૨ શીવભોળો સુવે શમશાનમાં ચોળે ત્યારે રાખ માગે ત્યારે ભીક્ષાવૃત આપે તેને લાખ ૩

કડવું ૩૦ મું

ઢાળ—હિમાચળની ભાણેજી ત્યારે ગણપતી મારા વીર; મહાદેવજીની પુજા કરીએ મનરાખીને ધીર. ૧ ખચેરી ગતમાં ઓખા ચાલ્યાં તેનો કહું વિસ્તાર, સ્નાન કરીને કામનીયે તો સજ્યા સોળ શણગારરે ૨ નેપુર વાજે વિછવા ગાજે ઝાંઝરનો ઝમકાર નાગદમણી ઝુમણુને વળી, ઉપર એકાવળહાર ૩ જડાવ બેલડો ઝુલતી દામણી દામનીએ ચકલીઓ ચાર, પગે પાવલાંને નેપુર વાજે ઘુઘરિનો ઘમકાર. ૪ વાળે વાળ મોતી પરોવ્યાં મોતીની શેરો સોળ, દરપણ લીધુ હાથમાંને મુખે ભરીયાં તંબોળ ૫ કનકથાળ મોતીએ ભરીયો માંહે શ્રીફળ ફોફળ પાન આક ધંતુરો અગથીયો શંખાવળી નિરવાળ ૬ આકાશ માર્ગે પક્ષણિને, વેગે ચાલી જાય, ઈંદ્રકેરૂ વીનાન ચાલે એવી છે શોભાય ૭ મહાદેવને પાર્વતી બેઠાં પાસા રમેતાં સાર મહાદેવ કહે છે પાર્વતીને એ આવી કોઈ નાર ૮ સ્વામી કાંઈ ઘેલા થયા એ બાણ તણી કુંવરી; હવે તું એમ જાણે છે

જે; કરશે અંગીકાર૯ પાર્વતીએ મન વિચાર્યું હવે તે વંઠી વાત, મહાદેવજીને કામી જાણિને લોય દીધા હાથ. ૧૧ ત્રીજુ લોચન ઉઘડ્યું શંકરને લલાટ પાસે આવી ઓખા દીઠી લજયા પામ્યા તાત, ૧૨ તેણે સમે ઓખા આવી ઉમીયાને લાગી પાય આવડી ઉતાવળી થઈ આવી નહીં પામે ભરથારરે.

કડવું ૩૧ મું.

સાખી—ઓખા કહે છે અમે પેડા પાણીમાં તરવા તુંબા ગ્રહ્યાં; હું આવી સમુદ્ર વચમાં, તુંબા ફુટી ગયાં, ૧ ઓખા કહે છે તરસ લાગી મારા તનમાં સરોવર તીરે હું ગઈ, પીવા ઝબોળી વાય, મારાં ભર્યાં સરોવર ગયાં સુકાઈ. ૨ આણુા તિરેથી અમે અળગાં થયાં પેલી તીરે નવ ગયાં, કરમ તણા સંજોગે અમે મધ્ય જઈ વચ્ચે રહ્યાં, ૩ હું તો આવી ઈશ્વર પુજવા, સામો દીધો શ્રાપ; પરણ્યા પહેલું રંડાપણ થયું મારા કીયા જનમનાં પાપ. ૪ ઉમીયા તું તો મારી માંવડી છોરૂ ના દીજે છેહ; માવીત્ર તમો કેમ છુટશો હું તો પુત્રી ત[illegible]ારી તેહ.

(ઢાળ) પ્રેમે પ્રદક્ષિણા કરીને કરજોડી ઉભી બાળ; [illegible]ારવતી કહે માગ્ય વર હું આપુ તે તત્કાળ ૧ ઓખાં વળતુ વચન બોલી હરખશું તેણીવાર, માતા મુજને આપીએ, મારામન ગમતો ભરથાર ૨ ત્રણવાર, માગ્યું ફરી ફરીને મુને વર આપો આદીશ લાજ મુકીને ઓખા બોલી તવ ચઢી પાર્વતીને રીશ ૩ નિર્લજ થઈ તેં કામજ કીધું માટે દેઉ છું તુજને શ્રાપ જા પરણુજે ત્રણ વાર તું, ખમ બોલ્યાં પાર્વતી આપ ૪

વળી ત્રીજે કહ્યું ને તું તેરશે આવી; તારે ત્રણ હજો ભરથાર શ્રાપ એવા સાંભળીને, કંપી રાજકુમાર. ૫ પુરૂષને નારી ઘણેરી તું સાંભળ મોરી માય; નારીને તો પુરૂષ બીજો શ્રવણે સુણ્યો નવ જાય ૬ સુંદર માધવ માસ આવશે, દ્વાદશીનો દન, ત્યારે સ્વપ્નામાં આવી પરણશે. પ્રાણ તણો જીવન. ૭ તું જાગ્યા કેડે ઓળખજે, તને કહુંછું, સત્યવિવેક ત્રણ વારતો પરણશે; પણ પણ વરતો એકનો એક,૮ વર પામી ઓખાબાઈ ચાલ્યાં. મંદીર માળીયે સાર, અરે બાઈ હું પરણી આવી સુંદર વર ભરથાર ૯ આમ કરતાં ઓખાબાઈના દીન ઉપર જાય દીન, સુંદર માધવ માસ આવ્યો દ્વાદશીનોદીન ૧૦ સુંદર સજ્યા પાથરીને શણગાર્યું ભોવન, આજ સ્વપ્નતરમાં આવશે, મુજ પ્રાણ તણો જીવન ૧૧ સંધ્યા થઈ રવિ આથમ્યો આથમીયો કુશ્યપ તન, હજુએ ન આવ્યો હજુએ ન આવ્યો પ્રાણ તણો જીવન ૧૨ પહોર રાત તો વહી ગઈને; હજુ ન આવ્યો કોય ઉમીયાજીયે વચન કહ્યું તે રખે મીથ્યા હોય, ૧૩ વા વાયને બારી હાલે; ખડ ખટાટ બહુ થાય આ આવ્યા આ આવ્યા કહીને, તુરત બેઠી થાય, ૧૪ તમે આવ્યા તે હું જાણુ છું; મારી સગી નણંદના વીર. બોલ્યા વિના નહીં ઉઘાડું હઈડે છે મુને ધીર ૧૫ વેણા લીધી હાથમાં ને ગીત મધુરાં ગાય, ચેન કાંઈ પડે નહીં ને ભણકારા બહુ થાય, ૧૬ તેવામાં એક બારણું ખડખડવા લાગ્યું જયારે; ઓખાબાઈએ તો દોટ કરી દવાર ઉઘાડયું ત્યારે, ૧૭ બાણાસુરે મેહેલ રચ્યો છે, તેને

સ્થંભજ એકે; તે તણો પડછાયો તે, ઓખા નજરે દેખે ૧૮ ઓપેલા આવ્યા છે, તમ ઉપર જાઉ વારી; બોલ્યા વિના તો નહીં બોલાવું છું ગુણવંતી નારી ૧૯ બાણાસુરજો જાણશે તો લેશે બેઊનાં પ્રાણ; શાને કાજે આંહી ઉભાછો સાસુના સંતા-ન, ૨૦ ઓખાબાઈ તો માળીયાંમાં. પાડે છે બકોર; ઈશ્વર ને પાર્વતીએ; ગગને સાંભળ્યો છે શોર, ૨૧ ઈસ્વર કહે છે ઉમી-યાજીને કોણ રૂવે જે નાર ઉમીયા કહેછે મહાદેવજી, ઓખા રૂવે નીરધાર ૨૨ વચન આપણું મીથ્યા કરવા બેઠી બાણુ કુ-માર; તમારી વિદ્યા મોકલી છે નિદ્રાનો ભંડાર, ૨૩ મધ્યરાત તો વહી ગઈને, મીચાણાં લોચન સ્વપ્નાતરમાં આવી પર-ણ્યો પ્રદુયુમનનો તન ૨૪

કડવું ૩૨ મું.

રાગ ધોળ-સ્વન્પાતરમાં દીઠી સોરઠીયાની જાનરે; સ્વન્પા-તરમાં વડસસરો ભગવાનરે; ૧ સ્વપ્નાંતરમાં ખળકે મીંઢળ ચુડીરે સ્વપનાતરમાં ઓખા દીસે છે અતી રૂડીરે, ૨ સ્વપનાં-તરમાં વરત્યા મંગળ ચારરે; સ્વપનાંતરમાં આરોગ્યા કંસા રરે, ૩ સ્વપનાંતરમાં કરે છે પીયુંજીશું વાતરે; સ્વપનાંતરમાં હશી હશી તાળી લેછે હાથરે ૪ ચીત્રલેહા ભરી નિદ્રામાંથી જાગીરે; ઓખાબાઈને કોણ કરમ ગતી લાગીરે. ૫ ઓખાબા-ઈને નાટક ચેટક લાગ્યુંરે; તેતો કેમ કરી થાશે અળગુંરે ૬ જાગ્યરે જાગ્યરે ઓખા જાગ્યરે; તહારે જે જોઈએ તે માગ્યરે ૭ રાગ મારૂ-ઓખા ભરીરે નિંદ્રામાંથી જાગી, અંગો અંગ

અંગુઠી લાગી, ફટ પાપણી સીદને જગાડી, મને ભર્યા અ-
મ્રતમાંથી કહાડી ૧ ફટ પાપણી એ શું કીધું, અમ્રત લઇને
વીખજ દીધું; બીડી પાનની અડધી કરડી, ખાધી મનવિના
મુખ મરડી ૨ જુવો મારા કરમની કરણી; વરશે મેલી ગયા
મુને પરણી; મારા પીયુને મતી જે આવી. મહારા નાથ
ગયારે રીસાવી ૩ મહારા હૈઈઆ કેરા હાર આણીરે આપો
આણીવાર.

કડવું ૩૩ મું.

રાગ સોરઠ—સૈયર શતરૂશેં થઈને લાગી મનેસ્વપાનામાંથી
જગાડીરે હો, ઉમીયાને વર આજ સફળ થયોને જપતાં છે
દહાડી દહાડીરે હો, ૧ અધવચ કુવામાં મુજને ઉતારીરે, વ-
ચેથી વરત મેલ્યું વાઢીરે હો,બાગ બગીચામાં ફુલ ફુલ્યાં છે રે
હો ફુલી મહારી તનડાની વાડીરે હો; ૨ પ્રેમાનંદ પ્રભુ જોતા
ન ઓળખો હો ખેતરી જાયછે દહાડી દહાડીરે હો સૈયરરે
ભુંડી સૈયર શત્રુશે થઇને લાગી,મુને સ્વપનામાંથી જગાડીરેહો

કડવું ૩૪ મું.

સાખી—ચાંદા તું તો જીવો કરોડ વરસ, સ્વપને થયો સંજો-
ગ, શ્રાપ દેઉછું. સુરજ દેવતા જાગે મુજજાગે પડીયોવિજોગ૧
સ્વપ્નામાં મહારાપિયુજીશું, અમે કરતાં લીલા લહેર. અમ્રત
રસ પીતી હતી તેમાં તે મેલ્યું ઝેર કંથ વિજોગે એ
કામની ગઈ પંડીતની પાસ; ભુલ જે પુછું પંડીતો એકદીન
ન કેહેતે માસ ૩ ફરી પંડીત એ કહે સાંભળ ઓખા

કરજોડી; શોધી લહો એ પિઉજી;એક વરસે કરોડ. ૪ ઓખા પુછે ઓ પક્ષીડા, તારી બે પાંખો માગીશ, હું મહારી સજજનને મળી; તારી પાંખો પાછી દઈશ. ૫ પાંખ પ્યારી પંથ તો વેગળો તારો પિયુજી કોણજ દેશ; માગી તાગી પાંખડીયે તારા સજજનને કયાંથી મળેશ;૬ ચાંચ કઢાવું બપઈયાતાહરી ઉપર રાફૂવુંણ; ભીને રંગે પિઉ મહારો, તને પિઉ મળશે કુણ, ૭ પિઉ વિજોગ પીલી ભઈ મારૂં તનમન સુકાઈ જાય, ગવરી તું વાહન ચઢી તો સઉ સફળના જાય લેખ લખ્યા છઠી તણા, તે મટી કેમ જાય કર્મે લખ્યું તે ભોગવે તેની પક્ષ કરે જદુરાય રાગ ધરાડી—મધ્યનીશાસમેરે, માળીયામાં રોતીરેરાજકુમાર કયા ગયો કયાં ગયોરે માહરો સ્વપનાનો ભરથાર મીંઢળ મારૂં કયાં ગયુંરે બાઈ મારો ચુડલો હતો જે હાથ; દેતામાં ઢળી ગયુંરે બાઈ મારે અમૃત આવ્યું જે હાથ. ૨ પિયુ પરદેશિયાંરે ભુંડા મને લીધીશે નવ સાથ, આજ વેરણ થઈરે બાઈ માહારા સ્વપના કેરી રાત ૩ લાવ સખી વિખ પીઉરે બાઈ માહરા કાઢુ પાપી પ્રાણ, હવે હું કેમ કરૂંરે; બાઈ મને વાગયાં વીરહનાંબાણ,૪ પાપી મારો જીવડોરે ઓખાબાઈએ પડતું મેલ્યું ધરણ રોતારોતા જ્યાંગયારે ઓખાબાઈએરે પીયુ વાડીવંન, ૫ જઈને પુછુ દ્રમનેરે, કયાંઈ મહારો દિઠો પ્રાણજીવન, તું ગુણ બેલડીરે બાઈ જોને કરમ વિચાર ૬ નાથ મેલી ગયાંરે બાઈ મહારાં કોણ જનમનાં પાપ આજ વેરણથઈને બાઈ મહારા સ્વપના કેરિ રાત ૭ જોબન મેંતો જાળવ્યુંરે

જાણયું મારા પ્રભુને ભેટ કરીશ, જો પ્રભુ નહી મળેરે તો હું માહરા પ્રાણ તજીશ ૮

કડવું ૩૫ મું

સાખી--ઓખા રૂવે ચિત્રલેહા વીનવે, ઘેલી સૈયર નવ રોપ; સ્વપને દીઠું જો નીપજે, તો દુઃખ ન પામે કોય ૧ જળ વલોવે માંખણ નીપજે, લુખુ કોઈ નવ ખાય. મુને વહાલી હતિ; અતિ સખી તું તો ચીત્રલેહાય, ૨ વેરણ થઈ વિધાત્રિ એણે આડા લખીયા આંક, એકવાર આવે મારા હાથમાં, તો ઘસીને વાઢું નાક. ૩ કરમ લખાવેલલાટે ભરીને મેલ્યો આંક કરણી પ્રાપ્તી ભોગવે તેમાં વીધાત્રાનો શોવાંક ૪ વીધાત્રી આપે તેને લક્ષ દીયો, ન આપે તેને છેક, એકવાર પોકારેબારણે તેને પુત્રિ જન એક ૫ લાંચ લઈ લખતી હતી તો આપત સહુથી પહેલું મારા પીઉ વીજોગણ ન જાણતી મારૂં મરણ લખાંવતી વહેલું રે ૬

કડવું ૩૬ મું

રાગ આશાવરી-સ્વપનુ સાચુ ન હોય, સૈયર મારી સ્વપનું સાચુ ન હોય ટેક. એક રંક હતો તે રાજ પામ્યો સ્વપનાંતરમાં સાર હસ્તી ઝુલે તેને બારણે, રથ ઘોડા પરમ વિશાળ જાગિને જોવા જાય ગધંવ ન મળે એક સ્વપનું ૧ એક નીરધનીયો તે ધન પામ્યોસ્વપનાતર માં શાર દરીઆ માંહી વહાણ ચાલે વાણોતર છે શાર જાગિને જોવા લાગયો ત્યારે કોને લાવે પાસ સ્વપનું ૨ એક મુરખ હતો તે સ્વપનાતરમાં ભણીયો વેદપુરાણ; જાગિને ભણવા જાય ત્યારે મુખેન આવડે

વડે પાશાણુ સ્વપનું, ૩ એક વાંઝીયો તે સ્વપનાંતરમાં વેગે પામ્યો બાળ; તેનું ઘોડીયું ઘોજારે બાંધ્યું; પારણુ પરશાળ; જાગીને જોવા જાય ત્યારે; કોંનું લાવે બાળ: સ્વપનું સાચુ ન હોય સચર મારી સ્વપનું ન સાચુ હોય. ૪

કડવું ૩૭ મું.

રાગ કલ્યાણ—ચિત્ર ચાળીને વાનોવાળીને; રંગ ભેળીને પટ મેલીને લેખણ લાવીને કરમાં સાહીને રંગ ભરતીરે ચીત્ર કરતીરે, ૧ હવે સ્વર્ગના લોક લખાયરે લખ્યા સ્વર્ગલોકના રાયરે; ઉપર લોક લખ્યું ને ભુરલોક લખયું, જમલોકને તેપલોક લખ્યા. ૨ સત્યલોક લખીયોને વૈકુંઠ લખીયું; ગુણલોક લખીયો ને ગાંધર્વદેશ લખીયો, હવે ઓખાબાઈ તમે ઓરાં આવોને, આમાં હોય તેને આવીને બોલાવોરે. ૩ ઓખા આવીને કાગળમાં જોયરે, એતો રાતે રાતે લોચને રોયરે; બાળ્ય બાળ્ય આતો નથી ગમતુંરે એને રણવડામાં મેલો જઈને રમતુંરે; ૪ ચિત્ર ચાળીને વાનો વાળીને લેખણ લાવીને કરમાં સાહીને રંગ ભેળીને પટ મેલીને; હવે પાતાળ લોક લખાયરે. ૫ અતર લખીયું ને વિતળ લખીયું, શેતુંતળ લખીયું પાતાળ લખીયું તળાતળ લખીયું રસાતળ લખીયું પાતાળ લખીયું તેણીવાર રે ૬ લખયિા પાતાળલોકના રાયરે નાગલોકલખિયા તેનીવાર વાસુકીનાગલખયાને ત્રિશ્ચકનાગલખિયા પુંડરીકનાગલખિયા ને મણીધરનાગલખિયા, શેષનાગલખિયા તેણીવારરે. ૭મારી

ઓખાબાઈ સલુણિ ઓરા આવોને આમાં હોય તેને હસીને બોલાવીને; બાહ્યબાહ્ય એનાદર્પ રે, હુંશું સ્વપનામાં પરણી આવા સર્પ રે. ૮ આતો કાળા લીલા પીળાસાપરે લખનારી ચિત્રલેહા તારાબાપરે, ૯ ચિત્ર ચાળીને વાનો વાળિનેદીવો બાળિને કાજળ પાડીને હવે મૃત્યુલોકલખાયરે લખિયા મૃત્યુ લોકના રાયરે ૧૦ અજમેર લખિયુખોરાસન લખિયુમુલતાન લખિયુંને મારવાડ લખયિંખોરાસનલખિયોને બંગાલવખિયો નેએક મુખાને અષ્ટમુખાલખિયા૧૧સ્વાનમુખાલખિયામંજાર લખિયાએકટગાલખિયાનેઅસ્કિવાળાલખિયાલખિવનસ્પતી ભાર અઢારરે એ ખાખા આવી જુવો ભરણારરે બાઈ કાગાળ લખાયો તે વારો પાડરે; હું શું સ્વપનાંતરમાં પરણી આવા ઝાડરે. ૧૩ બાઈ લખતાં તે લેખણ તુટીરે, ખડિઆમાંથી રૂશ-નાઈ ખુટિરે થયા કાગળના અંબારરે સ્વપનું નથી લાધ્યુસારે

કડવું ૩૮ મું.

સાખિ-સોરઠ—દેશ સોહામણો મુંજને જોયાના કોડ શ્રિરત્ના ગરન ગોમતી ત્યાંતો બીરાજે રણછોડ. ૧ સોરઠ દેશ સોહા-મણો ન ચડયો ગઢ ગિરનાર; ન ન્હાયો ગંગા ગોમતી તેનો એળે ગયો અવતાર ૨ સોરઠ દેશ સોહમણો વેણ વલ કેલ કરંત ગંગોદક ભરી કચુંકી; રાય હરિ ચરણે ધરંત ૩ સોરઠ સુઘડ માનવી, તેન ઉભા ઉભા જુહાર ૪ રાગ હુલરિ આજ સ્વપનામાં દિઠી સોરઠીયાની જાનરે જાણ્યુરે જાદવરાય આ-

વ્યા પરણવા જો; આજરે સ્વપ્નામાં દીઠી ગોમતીની તીરરે; આજ સ્વપ્નામાં દીઠા હળધરજીના વીરરે, આજરે સ્વપ્નમાં દીઠા સુંદરવર ભરથારરે;તેમાં અડધા ઉંઘ્યાને અડધાં જાગતાંરે

કડવું ૩૯ મું.

રાગ કલ્યાણ—ચીત્રઆળીને વાનો વાળીને, રંગ મેળીને પડ મેલીને; રંગ ભરતીરે ચીત્ર કરતીરે. લેખણ લાવીરે કરમાં સાહી ૧ હવે સોરઠ દેશ લખાયરે; ત્યાં નગર લખીયું દ્વારકાં યરે; લખી જાદવનીતે રાજધાનીરે, તેની સોભા સુરજ સમાણીરે. ૨ લખીયો જાદવનો પરિવારરે, ઉગ્રસેન લખીયા તેણીવારરે. કૃતવરમા લખી યાસાત્વીક લખીયા, ઓધવ લખીયાને અક્રૂર લખીયા ૩ વાસુદેવ લખીયા તેણીવારને, ઓખાઆવી જુવોને ભરથારરે; બાઈ તે તો એધાણ મળીયાંરે; આ ઘરડાંને માંથે પળીયાંરે ૪ તેને માથે મુગટ કુંડળ કાનેરે એવા જો લખીયા ભગવાનરે. ઓખા આવી જુવોને ભરથારરે બાઈ તેના સરખું રૂપ તેના ચાળારે; ૫ મારા નાથજી ગોરાને આતે કાળારે, તેને વડસસરો વડસસરો સહુ કહેતારે, હું પરણી ત્યારે ચોરી સાહીને રહેતારે, ૬ લખીયા કૃષ્ણ તણા કુમારરે, એક લાખ ફરતા હજારરે, ૭ એંશી કાગળ લખીયા તેણીવારરે ઓઆ આવી જુવોને ભરથારરે, ૭ એ તો રીંછડાના ભાળરે એને માથે મોટા વાળ એનાં કુળનાં મારો કંથ, એને ધાવણાનાંછે દંત. ૮ એતો રૂપાંળો ઉંચોરે; એને મોઢે નથી મુછો, ત્યારે લખીયા પ્રદયુમનરે, ઓખાનું કંઈક માન્યું મનરે: ૯ જાણું

હોય કે મુજને પરણ્યો તેનું મોહાય, એનો સગો સસરો સૌ કહેતારે; હું પરણી ત્યારે મારી પાસે રહેતારે. ૧૦

વલણ—એમ કહીને અનીરુદ્ધ લખીયા; ક્ષણું ન લાગી વારરે કરી મુખ મરડી ઉભી રહી, બાઈ એ મારે ભરથારરે. ૧૧

રાગ ઢાળ—ચિત્રલેહાના હાથમાંથી પેલું લખીયું પુતળું જેહ; પ્રેમ આણી ઓખાબાઈએ, ઝુટી લીધું તેહ. ૧ કરમાંલઈને કાંમની કાંઈ દે છે આલીંગન માળીયામાં મેલી ચાલ્યા પ્રાણતણા જીવન ૨ આણીવારહું નહી જાવા દેઊં મેં ઝાલ્યો છે છેડો, મારા પીઉજી પરવરો તો મુજને સાથે તેડો. ૩ ચિત્રલેહા એણીપેરે બોલી સજોડે છે જોડ, તે તો પોહોડયો છે દવારકામાં આતો ચીત્રામણના ઘોડારે. ૪

કડવું ૪૦ મું.

રાગ પરજ—આપો આણી એ વરમુને આપો હો આણી નિકર કાઢું મારા પ્રાણ એવર મુને આપો હો આણી ટેક મેંતો સ્વપને દીઠો જે છોગાળો રે તેની પાપણનો છે ચાળોરે મારૂં મનડું રહયું લટકાળે, તેવર મુને આપો હો આણી ૧ જેના દીર્ઘબાહું અજાણરે મકરાકૃત કુંડળ કાનરે; અંગેશોભે એ ભીનવાન; તે વરમું૦ ૨ જેના લક્ષણ વીસને બારરે, મુને પરણી ગયો છે કાલરે. તેને વરસ થયાં દશ બાર વર મું૦ વરની લટકતી ચાલરે. મુને પરણી ગયો છે કાલરે, તેને ટપકુ કીધું ગોરગાલ વર મું૦ ૪ રાજે પીતાંબર પરીધામરે મુને કહેતો ગયો નહીં નામરે, ત્યારે કયાં સરે મારૂં કામ

તે વર મુ૦ ૫ ચીત્રલેહા બોલી વાણરે સૈયર કેમ થઈ અજાણરે બાઈ મારી ત્યાંતે જાએ કોણ, તે વર મુ૦ ૬ કોટ કાગને ચામું ડાયરે છપન કરોડ છે ચોકી માયરે, ચક્ર જળ હળતું છે ત્યાંયરે મુને મારે હેલા માંય, તે વર મુ૦ ૭

કડવું ૪૧ મું.

રાગ મારૂ—ઓખા કહે છે સુણ સાહેલી; લાવ્ય કંથને વે-હેલી વેહેલી, બાઈ તુ છે સુખની દાતા લાવ્ય સ્વામીને થાય સુખશાતા, ૧ ચતુરાને કહે ચીત્રલેહા, બાઈ આણ્યાના ઉપાય કેવા દુરપંથ છે દ્વારામતી, કેમ જવાય મારી વતી. ૨ ત્યાં જઈ ન શકે રાય શુક્ર રક્ષણ કરે સુદરશન ચક્ર, જાવું જોજન સહસ્ત્ર અગીયાર તારો કેમ આવે ભરથાર. ૩ નયણે નીરની ધારા વહેછે, કરજોડિને કન્યા કહેછે, બાઈ તારી ગતી છે મોટી તને કોઈ ન કરી શકે ખોટી ૪ સઈયરનેસઈયર વ્હાલી છેમેં જમણે હાથે ઝાલી, આપણ બેઉ જણ સંઘાતી, પ્રાણદાતા છે વિ-ધાત્રી. ૬ માબાપ વેરી છેક મારાં મેંતો ચરણ સેવ્યા છે તારા વિધાત્રી તુ દીન દયાળ એમ કહીને પગે લાગી બાળ ૬ ચિત્ર લેહાયે ધારણા દીધી પછી દેહ પક્ષીણીની કીધી ૭

કડવું ૪૨ મું.

રાગ ઢાળ-ચિત્રલેહા કહે ઓખાબાઈ મારે દવારકામાં જાવુ પ્રભુના ઘરમાં ચોરી કરવી; નથી લાડવો ખાવું. ૧ અગીયાર સહસ્ત્ર જોજન જાવું હરવા શ્રી જુગદીશ; સુદરશન જો ચક્ર મળે તો છેદે મારૂં શીશ, બાઈ મુજને તાણ તો નવ પડે ને, જેમ તેમ વહેલા થઈ લાવ્ય મારા કંથને તું ખોટી થાય છે.

શતે ૩ જાતી વેળા ઓખા કહે છે મારો વર છે રૂડો, કરમે મળ્યા છો કુંવારા માટે રખે પહેરતા ચુડો. ૪ ચિત્રલેહાએ કહેવા માંડયું, મનમાં રાખો ધીર તુજ સ્વપનામાં પરણી ગયો મારી માડી જાયો વીર. ૫ ત્યારે ઓખા કહેવા લાગી જોઈ રહી વાટડી, મારો વર રૂડો જાણી રખે ઓઢતી ઘાટડી ૬ હું નહિં ઓઢું ઘાટડી તું એ શું બોલી વાત; તુજ સ્વપનામાં પરણી ગયો મારી માડી જાયો ભ્રાત ૭ એવું કહીને ઉઠી તે પવન વેગે જાય; આકાશ માર્ગે સંચરી પહોંચી, ગોમતીમાંય ૮ ગોમતીમાં મરદન કર્યું ને વિચાર્યું તે ઠામ; પ્રભુનામ ચોરિ કરવી નહિ એકલાનું કામ ૯ પછી તેણે નારદ મુની સંભારયા તતક્ષણ આવ્યા ધાઈ. કહેરે મુજને કેમ સંભારયો ચિત્રલેહા બાઈ. ૧૦ બાણાસુરની દીકરીને લાગ્યું છે સ્વપન અનીરૂધ્ધ સેજે વરી ગયો, વિંહળ થયું છે મન ૧૧ ચોરી કરવા હું આવી દીઠું સુદર્શન આડુ થાય, તે માટે તમને સંભાર્યા કરવા માહારી સહાય. ૧૨ નારદ કહેછે ઓરેબાઈ એમાં તે શું કામ એક તામસી વિદયા એવી ભણાવું ઉંઘે બધું ગામ ૧૩ ચિત્રલેહા કહે સાચું કહ્યું પણ છેતરવા જુગદીશ પહેલુ સુદર્શન ચક્ર મળે તો છેદે મારૂ શીશ ૧૪ ચક્રની ચીંતા ન કરશો જે માર્ગે જાશો ચોકી કરવા તેરે મારગે હું જઈશ બેસાડીશ વાતો કરવા. ૧૫ પછી તામસી વિદયા ભણાવી જીભે જપતી જાય, ચોસઠ કળામાં ચામુંડા તેડબક ડોહ્લું ખાય. ૧૬ ગામ તો ઘારણ પડયું. ને ઉંઘ્યા લોક-

ચિત્રલેહા; નગરમાં પેઠી; મુકી મનનો શોક; ૧૭ નારદે વિચા ર્યું ચિત્રલેહા; અનિરૂદ્ધને લેઈ જાશે, શીવને શામળીઓ વઢશે; જુદ્ધ જોવા જેવું થાશે. ૧૮ ચક્ર ચોકી ફરતું આવ્યું; મારગમાં નીરધાર; તે મારગે શામળીયા નારદબ્રહ્મકુમાર નારદ કહેછેચકરને.તું દાહાડી જાય છેફરવા; એકઘડીવારબેશને; મુજ સાથે વાતો કરવા, ૨૦ તું ને હું તો કયાં મળીશ,તું સાચી કહેને વાત; કોઈ દહાડો મુજને સંભારે, દ્વારકાનાથ, ૨૧ ચકર મુખથી બોલાયું, વળી મારૂં તે ધનભાગ્ય તમારાં દરશાનનોતો; કયાંથી પામુ લાભ ૨૨ ભોળુ ચકર સમજયું નહી બેહું નિરાંતવું થઈ. પેલી નારી પેઠી નગ્રમાં, ચોરી કરવા ગઈ જોતી જોતી જયાં ગઈ, કૃશ્ન તણું રે ભોવન, ત્યાંથી આઘેરી પરવરી, જયાં પહોડયો પ્રદયુમન. ૨૪ ત્યાંથી આઘેરી પરવરી; મહાવિષ્ટ કેરો વીર, સોડ ઘાલીને સુઈ રહયો મહાધનુષધારી ધીર, ૨૫ હમણાં જો હું એને જગાડુ, મહારા મારી કરે કડડાય, માથે હીંડોળો લઈ લીધો ને ઉલટ અંગ નમાય ૨૬ જુગત અંબે જેજુગતઅંબે. કરતી તે જાય, હીંડોળોલઈ જાતાં દીઠો નારદ ત્યાંય, ૨૭ હીંડોળો લેઈ પરવરિને, સમર્યા વૈકુંઠરાય; પવન વેગે સંચરી; આકાશ માર્ગે જાય ૨૮ બે ઘડીમાં આવી પહોંચી, શોણીતપુર મોઝાર, તે ઠેકાણે નારદજી, મન કર્યો વિચાર ૨૮ એ જયારે ગઈ ત્યારે હું એ મારે જાઉં તેણે તેનું કામ કર્યું હું ખોટી શીદને થાઉં, ૩૦ નારદ કહેછે ચકરને તું નીકળ્યું ચોકી ફરવા, આવઢીવારમુર-

ખ કેમ બેઠું મુજ સાથે વાતો કરવા, ૩૧ નારદ કહેછે ચકરને ઉઠ રાખ તારૂં ગામ; કાલે પછી ચોરી થશે; તું ન લેઈશ મારૂં નામ. ૩૨ આકાશ મારગે પક્ષીણી, તે વેગે ચાલી જાય ઓખાબાઈ તો વાટ જુવે છે, મંદીર માળીયા માંય ૩૩ વાવાયને બારી હાલે, ખડખડાત બહુ થાય, ચિત્રલેહા પાપણી તે હજુએ ન આવી આંય, ૩૪ ચિત્રલેહા ચાલી આવી મંદીર માળીયા માંય, ભલે આવી ભલે આવી હું જગાડું ભરથારરે; ૩૫

કડવું ૪૩ મું

રાગ આશાવરી—ઉંઘ્યા પેઉં જગાડીયે, ભર નિદ્રામાંથી ઉઠાડિયે, મનસંગાથે એવાં બોલીએ, બ્રહ્મહત્યા તો શીદ લીજીયે. ૧ ભરથાર પહેલી ભામની, જે અન્ન રાંધી ખાય, વાગોલ થઈ અવતરેઉંધો મસ્તકે ટંગાય. ભરથાર પેહેલી ભામની જે, સુવે સજ્યા માય; આંધળી ચાયરણ અવતરે. પડે મારગ માંય. ૩ ભરથારનું જે કહ્યું ન માને, આપમતી જે નારી તે તો નારી અવતરે બીલાડી મંઝારી, ૪ ભરથારનુ જે કહ્યું ન માને તરફોડા કરે કંથ હડકાઈ કુતરી અવતરે એણુ માંથે પડશે જંત ૪ ઓખા કહે છે ચિત્રલેહાને તુંતો બોલે આપ પીઉ પોહોડયો હોય પારણે, કરડવા આવ્યો હોયસાપરે

કડવું ૪૪ મું

રાગ સાખી-સ્ત્રી ચરિત્ર અને રડી, કોઈ તણો ન લહે ભરમ, સ્ત્રી શીખામણે ભોળવે, પણ ખોયો પોતાનો ધરમ; ૧ રાગઢાળ ઓખા કહે ચિત્રલેહાને હવે ન બોલીશ આડુ. તું કહે તો

મારા પીઉને પગ ચાંપી જગાડુ. ૧ ચિત્રલેહાકહે ઓખાબાઈ આવડી ઊતાવળ શું થાય; એ મોટાનો કુંવર કહાવે, કાંઈક હશે હથિયાર. ૨ ઓશીકે જઈ જોવાલાગી, તો મોટી એકગદાય; ઉપાડીને અળગી કીધી ઓખા ચાંપે પાયરે ૩

કડવું ૪૫ મું.

રાગ મારૂ-મહાબળીયો તે જાગીયો, તેના બળનો નાવે પારરે, હરૂડ હાક મારી; કીધો છે હોકારરે ૧ ધમક ધમક ડગલાં વાગે ઠારોઠારરે; આતે ન હોયરે ન હોય, મારા બાપજીનું ગામરે ૨ દ્વારીકામાં વસે સઘળા વઈષણુવ જનરે; અહો રાત્રી બેઠા કરે છે, ત્યાં સહુ કીરતનરે. ૩ ભજનનાદ કેરા ચરકડા તે હોય અપારરે, ભુત ભેરવ જોગણી, અસુર કોઈની નારરે. ૪ ડાકણી છો સાકચણી કોણ છો બલાયરે; ચિત્રલેહા કહે છે વીરા ખમા ખમા ખમાયરે. ૫

કડવું ૪૬ મું.

રાગ દેવગ્રી-અનિરૂદ્ર તે જાગીને પેખે, ભુવનથી આડ નાહે ખે; કોણ કારણ અમને લાવીયાંહો, ચિત્રલેહા બોલી શીરનામી. ૧ તમને લાવી છું જાણી, ઓખાને કરો પટરાણી, વરવાને અરથે હો, તમને લાવીયાં હો. ૨ તમે નારી છોધન્ય દીસોછો કુંવરી કન્યા; પરણુ તો થાય છે અન્યા; કેમ પરણુ હા અસુરનંદની હો. ૩

કડવું ૪૭ મુ.

રાગ ધાવળ—બાણાસુરની નગરિમાં, ગડગડીયા નીશાનરે એણેરે શબ્દે અનિરૂદ્ધજાગિયારે ૧ જાગ્યા જાદવરાય જુગતી

ન દેખેરે, પેખેર પેખે અસુરનાં માળીયાં ૨ આતો ન હોયએ મારી નગરી, ન હોય અમારૂં ગામરે. ન હોય કનકની દવારીકારે. ૩ ન હોય અમારી વાડીરે, અમે રમતાં દહાડીદહાડીરે; ન હોય પુષ્પ કનકનો ઢોલીયોરે. ૪ અહીંયાં નાદ ઘણાં વાગે રણતુર ઘણેરાં ગાજેરે; ન હોય ન હોય શંખ શબ્દ સોહામણોરે ૫ મને કંઈ રંડા લાવીરે મારી દ્વારીકા છંડાવીરે કેઈ ભામનીયે મુજને ભોળવ્યોરે ૬ આતો ઉંચા ઉંચામાળ લોઢે જડયાં કમાડરે રત્નાગર સાગર શે નથી ગાજતોરે. ૭ ચિત્રલેહા બોલી આળરે તમે જોઈને દેજો ગાળરે, આવ્યા છે આ કન્યા સુખે વરોરે, ૮ ત્યારે અનીરૂદ્ધ બોલ્યા વાત, મુછ ઘાલી હાથરે, જાણીજોઈને જાતગળીમાં કેમ બોળીયેરે ૯ મારે વડવા જુગજીવન, અમે પ્રદુમનરાયના તનરે.તે માટે નહીં પરણુ દૈતની દીકરિરે ૧૦ ચિત્રલેહા બોલી વાત, ઢાંકી રાખો તમારિ જાતરે, હવડાં વાતો કાઢીશ વડઉવાંતણી ૧૧ શનકાંશુરને મારિરે. સોળ હજાર લાવ્યા નારિરે; તારા સમજો તારા બાપે એકે નથી પરણીરે ૧૨ એક લગ્નેવરિયા નવ પુછયા કુળને પરિયાં રે; જાતભાત કોઈનિ પુછી નહી રે, તારા બાપનિ જે ફઇ, અરજુન સન્યાસીને ગઈરે મોં કાઢીને બોલે અવું છે નહીરે ૧૪ જેણે વાયો વંદ્રાવનમાં વંશ, જેણે માર્યો મામા કંસ ધાવતાં મારિ માસી પુતનોરે ૧૫ ધાવતા મારિ માસીરે કરિ રાખી કંસનિ દાશીરે કુબજાના કુળનિ વાતો કહેતા નથીરે ૧૬ તારે વડઉવો દહી માખણનોં ચોર ચાર્યાં વંદ્રાવ-

નમાં ઢોર છાશ પીને તો ઉછરીયોરે. ૧૭ સત્રાજીતને કાજેરે મણી લેવા ગયા મહારાજરે; ત્યાંથી પરણી લાવ્યા જાંબુવં--તી રીંછડીરે, ૧૮ લાંબા નખને ટુંકા કેશ, વરવો દીસે એનો વેશરે; ભુંડા મુખના છુંછા ઉપર શું મોહી રહ્યાંરે; ૧૯ કહેતો વાત વધારી કહીએ નીકર અહીંઆ છાના રહીએરે; પુછોછો તો કન્યાનુ કુળ સાંભળોરે, ૨૦ એનો વડઉવો જુગજીવન એરે વડ ઉંવો કૈલાશનો રાજનરે ઓખાની માડી તો ઉમીયા સતીરે ૨૧ હિમાચળની ભાણુજીરે, ગણપતી તેનો વીરરે, ઉમીયાના અરધાંગે ઓખા ઉપનીરે. ૨૨ તારો વડવો જુગજીવન તેમ એનો વડવો બળીરાજન, એક સમે બળીરાયે જગ્ન માંડીયોરે ૨૩ બળીરાજા જગતનો અધીકારી તારો વડઉવો ભીખારીરે સાડાત્રણ ડગલાં માટે કરજોડીયારે ૨૪ આટલી વડાઈ શાને કારે છો એના બાપની ભુમીમાં રહોછોરે કરમહીણના કપા-ળમાં કોઈ ચોઢે નહીરે ૨૫ કહેતો વાત વધારી કહીયે, નીકર આંહીથી છાના રહીયે આવ્યા છો કન્યા સુખે વરોરે.

કડવું ૪૮ મું

રાગ ઢાળ—અનીરૂદ્ધ વળતો કોપીયોને કયાં ગઈ મારિ ગ—દાય તમારા બે જણના હવે મારી કરૂં કટકાય, તમે જાણ્યું અહીંયા લાવી કર્યું ભલેરૂ કામ, તમને બે જણાનેમારી, ઊ-ડી જાઊં દ્વારીકા ગામ ઓખા ત્યારે થરથર ધરૂજી વેગે આવી આડ, મારા પીઉજીને હું મનાઉ તું લાવી તે તોરો પહાડરે

કડવું ૪૯ મું.

રાગ સીધાવો માહારા સોરઠી સુજાણ, મળ્યા મને મેલ—

સોમાં, મારા જીવના જીવન પ્રાણ મળ્યા મને મેલસોમાં ૧ મારા શરીરના શણગાર મળ્યા મને મેલસોમાં. મારા હૈડા-કેરા હાર મલ્યા મેને મેલસોમાં ૨ મારી સાસુડીના જાયા, મલ્યા મને મેલસોમાં સ્વપ્ને શીદ ઝાલ્યો તો હાથ મલ્યામને મેલશોમાં ૩ તમને દાદાજીની આણ, મલ્યા મને મેલસોમા તમે ચાલો તો કાઢુ પ્રાણ મળ્યા મને મેલસોમાં ૪ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ, સાંભળ, સુંદરી, અબળાયે નાંખ્યા બોલ, અમશું અમથી લડી. ૫ મારા વડવાનીવાત, કાઢીનેવઢી ત્યારે ઓખા બેલી વાણ, એ છે દાસલડી. કૈભાંડની તન યાય, પગની ખાસલડી; ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણહવે હું તને વરૂ. ૭ તમે ગાળો દીધીસાર, મારૂવેરવળીયું; ચિત્રલેહા બોલી બાણ ગાળોદીધી સહી; તમે બે થયાં છો એક પર-ણાવું નહી ૮ પરણવાની પેર સઘળી મેં લહી મને મળીયા નારદમુન્ય વિદ્યા શીખાવી. ત્યારે ઓખા બોલી વાણ, હવે વારશાની, પરણાવ માળીયા માંય. રાજકુંવરી નાહાના, ૯

કડવું ૫૦ મું.

રાગ ધોળ--માળીયામાં મીથ્યા અગ્નિ પ્રેગટ કીધારે માળી યામાં દેવતાં સાક્ષી લીધારે માળીયામાં નારદ તંબુ વાયર માળીયામાં કળસ કચેરી બંધાયરે માળીયામાં પહેલું મંગળ વરતાય, પહેલે મંગળ શાંશાંદાન અપાયરે ચિત્રલેહા આપે છે કરનીમુદ્રીકાયરે દાન, લે છેકૃષ્ન તણો સંતાનરે મળીયામાં બીજું મંગળ વરતાયરે, બીજે મંગળ શાં શાં દાન અપાયરે

ચિત્રલેહા આપે છે શોળ શણુગારરે દાણ લેછે કૃષ્ણ તણુાસં-તાનરે, માળીઆમાં ત્રીજુ મંગળ વરતાયરે ત્રીજે મંગળ શાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે નવસર હારરે, દાણ લે છે કૃષ્ણ તણા કુમારરે માળીઆમાં ચોથુ મંગળ વરતાયરે ચોથે મંગળ શાંશાં દાણ અપાયરે ચિત્રલેહા આપે છે ગાયોનાં દાનરે દાણ લેછે કૃષ્ણ તણો સંતાનરે માળીઆમાં સમે વરતેસાવધાનરે, માળીઆમાં આરોગીયા કંસારરે માળીયામાં ચાર શોભાગ્યવંતી તેડાવોરે ઓખાબાઈને સોભાગ્યવંતીકહી બોલાવોને. માળીયામાં ઓખા અનિરૂદ્ધ પરણી ઉઠયાંરે માળિયામાં સોનઈયે ગેરૂ તુઠયારે

કડવું ૫૧ મું

રાગ ચોપાઈ ત્રિકાળ-બોલ્યાં શુકજી પ્રેમ વચન,સાંભળ પ-રિક્ષીત રાજન; મળિને બેઠી બેઉ સઈયર નારી, બોલી વચન કોભાંડ કુમારી ૧ સુખ ભોગવો સ્યામાને સ્વામી ચિત્રલેહા કહે શીરનામી, ભાઈ તું કરજે પીયુનાં જતન, રાકહાથે આવ્યું રતન ૨ વરકન્યા સુખે રહેજો ભાઈ મુજને જાવા દેજો; અન્ન બેનુ આપે છે રાય ત્રીજુ માણુસ કેમ સમાય ૩ તમો નરનારી ક્રિડા કીજે હાવે મુજને આજ્ઞા દીજે બોલી ઓખા વળતી વાણી મારી સૈયર મારી થઈ અજાણી. ૪ હવે ઓખા વળતી ભાખે, ભાઈ કેમ જીવું તુંજ પાખે, આપણ બે જણ દિન નિ-ગમશું અન્ન વેંચીને જણીશું. ૫ દુખ થાશે તો દઈશું થાવા પણ નહીં દઉ તુંજને જાવા. બેની હું તો રહીશ ભુખી; તુજને

નહી થવા દેઉ દુખી. ૬ હુંતો આપીશ મારો ભાગ હમણાં નથી જવાનો લાગ, માબાપ વેરિ છે મહારા મેંતો ચરણ શે વ્યા છે તમારા ૭ તુંજ ઘેર ન જવાય જાણ્ય બાણાસુરને થાય ચિત્રલેહા કહે સુણ વાણિ મારી સૈયર થઈ અજાણી ૮ પ્રધાન પુત્રિ કહેવાઉ છુંમાત્ર હું છું બ્રમાણિનું ગાત્ર, તુજ અ-ર્થે લીધો અવતાર મેળવ્યાં નારી ભરથાર. ૯ એમ કહિ હરિ પ્રસન્ન, ચિત્રલેહા ગઈ બ્રહમસદન; ઓખાયે આંખડી ભરી કંથે આસનાવાસના કરી, ૧૦ સ્વામી આશા બાંધનારી પછી ચિત્રલેહાને વિસારી, જે દહાડે તુજને સ્વપન, તે દહાડે મુજને સ્વપન. ૧૧ જાણે પરણ્યો છું ઓખાનારી ઉઘાડી મેલીતી બારી બેને સરખિ વિજોગની પીડા. નર નારી કરે કામ ક્રીડા ૧૨ બેની ચડતી જોબન કાયા, પ્રતિબંધને બાંધી માયા; નેહ જણાવેછે ઓખાનારિ; રમે અનિરૂધ કુંજબિહારી. ૧૩ જે જોઈએ તે ઉપર આવે, ભક્ષ ભોજન મન ભાવે પહોંચ્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો અશાડતે માસ ૧૪ આવ્યો વર્ષાકાળનોદન મેહ ગાજે વરસે બહુ પરજન્ય બોલે આકાશે વિજળી કરી બોલે કોકિલાવાણિ મધુરિ ૧૫ મહાતપશીનાં મન ડોલે ત્યાંતો બારબપઈયા બોલે તેલ મરદન કરેછે અંગે કેશરચંદન અરચે રંગે ૧૬ આંખે અંજન આભણુસાર કરે તંબોળ કેરા આહાર તપ તિલવડ ચાંદલો તેવા ચંદ્ર શરદ પુનમના જેવો ૧૭ શિશફુલ સેંથો સીંદુર તેણે મોહયોઅ-નીરૂધ સુર કાનેઝાલઝમકતી જોઈ કાનકુવર રહયો છે મોહી

૧૮ નાકે સોહીચેમોતીનીવાળી તેને અનિરૂદ્ધે નિહાળી મોહચો મોહચો ભ્રકુટીને જોડે મોહચો મુખને મોડે. ૧૯ મોહિચો મોહચો છુ ટીલાવાટે મોહચો મોહચો કેસ કલંકે મોહચો મોહચોઘુઘરીને ઘમકે, મોહચો મોહચો ઝાંઝરને ઝનકે ૨૦હીડું મેડીચે સુંદર કામ; તેણે વીસાર્યું દ્વારીકા ગામ, ઘણુ ભક્ષ ભોજન કરે આપ તેણે વીસાર્યા માનેબાપ, ૨૧ પામ્યો અધ રામૃત પકવાન તેણે વિસાર્યું હરીનું ધ્યાન; ઓખાસુખ તણો સાગર તેણે વિસાર્યું રત્નાગર ૨ અનિરૂદ્ધની ચાલેછે ગમતી નારી હીંડે નરનેનમતી નરનારી મુખે ઓચરતા હીંડે ઓ ખાની પુંઠળ ફરતા ૨૩ ઘેલો કીધો મરજાદા મેલી નવ સુજે દિવસ કે રેણી રાતદીન નિરગમેછેઅમી ચાર આંખેઝરે છે ૨૪ સુધબુધ તો વિસરી તહી એટલે ચોમાચુ ગયું વહી વલણ-ચેમાસુ તો વહી ગયું આવ્યા આસો માસરે કન્યા ટળી નારી થઈ ઓખા પામી સુખ વિલાસરે.

કડવું ૫૨ મું.

રાગ મલાર-વર્ષારૂતુ વહી ગઈરે રમતમાં રંગ વિહાસ; સુખ પામ્યા ઘણુંરે એટલે આવ્યા અશ્વીન માસ ૧ એક સમેસૈ ચર આવી સરદ પુનમની રાત માણુકઠારો પુરણીમારેઊત્તમ દીસે આસોમાસ ૨ ચંદ્રમાનેકીરણુરેબેઠાં હીંડોળે નરનાર હાશવિનોદમાંરે કરતાં વીવીધવિલાસ ૩ રક્ષક રાયનારે તેણે દીઠી રાજ કુમાર કન્યા રૂપ ગયુંરે ઓખા દીસે હવે નાર ૪ ચીત્રલેહા કયાં ગઈરે એકલી દીસે છે ઓખાય, રાતીરાતી

આંખડીરે; ફુલ ફુલી દીસે છે કાય, પાલવડેઉરઢાંકતીરે, શકે થયા છે નખપાત, અધરપે શાંમતીરે કોઈકપુરૂષ દંતનો ઘાત ૬ સેવક સંચર્યોરે, એવો દેખીને દેદાર, મંત્રી કૌભાંડનેરે; જઈને કહ્યા સમાચાર ૭ પ્રધાન પરવર્યોરે જ્યાં છે અસુર કેરો નાથ રાયજી સાંભળોરે, મંત્રી કહે છે જોડી હાથ ૮ લોકીક વારતારે કાંઈક આપણને લાંછન જીભ્યા છેદીયેરે, કેમ કહીયે વજ્જર વચન બાળકી તમતણીરે, તે તો થઈ છે નારીરૂપ વારતા સાંભળીરે આસનથી ઢળીયો ભુપ. ૧૦ ધ્વજા ભાગી પડીરે એતો અમથી અકસ્માત બાણ કોપ્યો ઘણુંરે મંત્રી સાંભળી સાચી વાત ૧૧ શિવે કહ્યું, તે થયુંરે તારી ધ્વજા થશે પતન તો જાણજેરે રિપુ કોઈક થશે ઉત્પન્ન ૧૨ જાઓ મંત્રિ તમોરે જુઓ પુત્રિ કેરિ પેર તેને કોઈ જાણેનહીરે તેમ તેડિ લાવો ઘેર ૧૩ પ્રધાન પરવર્યો સાથેડાહ્યા ડાહ્યાજન, ઓખાને માળેરે; હેઠે રહીને કહેછે વચન, ૧૪ કઉભાંડ આચર્યોરે ઓખાજી દિયોને દરશન ચિત્રલેહા કયાં ગઈરે, ચાલો તેડે છે રાજન થરથર ધરૂજતીરે પડી પેટડિઆમાં ફાળ શું થાશે નાથજીરે, આવી લાગી મહાજાળ ૧૬ તમે રેખ બોલેતારે નાથજી દેશોમાં દરશન સુખ ઉડિ ગયુંરે. ઓખા નીર ભરે. લોચન બાળા બહુ વ્યાકુળરે કાંઈકદળિ કેળ વરણ કેશ ગુંથ્યા વિનારે કંચુકી પેહેરિ અવળે વરણ ૧૮બારિએ બાળકીરે ઉભી રહીને ત્યાં આવી, કોભાડે કુંવરિનેરે ભયંકર વચને બોલાવી ૧૯ ચિત્રલેહા યયાં ગઈરે એકલડિ તું દિસે

બાળ કન્યારૂપ કર્યાંરે; બીજશે બાણાસુર ભુપાળ ૨૦ શરીર સંકોચતીરે, કરતી મુરડા કેરી લાજ ઘરમાં કોણ છેરે; મુજને સાચુ કહોને આજ. ૨૧ ગળસ્થળ કળકર ધરીરે કોઇ પુરૂષ દંતનો ઘાત; ઘુંઘટ તાણીરે. બોલી ઓખાબાઈ વાત, ૨૨ દીલ સારૂ નથીરે; ચિત્રલેખાએ કીધું સયન તેથી હું અકળાણીરે દુ:ખથી નીરભર્યું લોચન ૨૩ મંત્રી ઓચર્યોરે ઓખા બોલી આળપંપાળ; હેઠા ઉતરોરે, નહીતો ચઢીને જોઈશું માળ ૨૪ વલણ—માળ જોઈશું તમતણો. ભાગશેતમારો ભારરે. એવું જાણીને ઉતરો રાય કાપ્યો છે અપારરે.

કડવું ૫૬ મું.

રાગ સામગ્રી-કન્યાયે કરોધ જણાવીયો હોકાટયો પ્રધાન; લંપટ બોલતો લાજે નહી ઘડપણે ગઈ સાનકન્યા, ૧ પાપીપ્રાણ લેવા કયાંથી આવીયો, બોલતો ક્ષુદ્ર વચન: એ વાત સારૂ કીધી લઈશ,જીભ કરૂ છેદન કન્યા ૨હું તો ડાહયો દાવન તુને જાણતી ભારે ખમરે કઉભાંડ એવું આળ કોને ન ચડાવીયે ભાગીપડેરે બ્રહ્માંડ કન્યા ૩ કહેવા દેને તુ મારી માતને પછી વાત હત્યા આપુ તુજને કરૂં જંપાપાત, કન્યા ૪ કઉભાંડ લાગ્યો પછી કંપવા, પુત્રી પરમ પવીત્ર; પછી કાલવાલા માંડીયા ન જાણ્યું સ્ત્રી ચરીત્ર કન્યા ૫ બાઈ રાજાએ મુજને મોકલ્યો લોક પાડયો વિરોધ; ઓખા પુછવા માટે આવડોશો કરોધ, કન્યા એવું કહેતાં સેવક મોકલ્યો બાણાસુરની પાસ, રાજાએ મંત્રીને કહાવીસું, જુઓ ચઢીને આવાસ કન્યા ૭ કઉભાંડ કોપકરીને

ગાજીયો; વજડાવ્યાં નીશાન; માળીએથી બંને ઉતરો, બાણા સુરની આણ કન્યા ૮ દાસને આપી આજ્ઞા સ્થંભ કરોને છેદન; ઓખાએ આંસુડા ઢાળીયાં ચંપાશે સ્વામીન કન્યા- ૯ હોકારો અસુરનો સાંભળી ઉભો થયો અનીરૂદ્ધ મેઘનીપેરે ગાજીયો કંપી નગરી બુધ કન્યા; ૧૦ મંત્રી કહે સુભટ સાંળળો કોઈ જોદ્ધો બોલ્યો આંહી આપણા નીદ્દે ઉઠીયો મેઘ શબ્દથી સહી, કન્યા; ૧૧ ઓખાએ નાથને બાથમાં ઘાલીઓ શું જુઓ છો વહી મરડી જુઓ જુધને હવડાં જાણેં કહી કન્યા, ૧૨ આ સો ઉધમ વઢવા તણો નથી બાપનું ધામ દાનવ માનવ જીતે કહીં ન કોય રણસંગ્રામ કન્યા ૧૩ નાથ કહેસુણસુંદરી વાત સઘળે થઈ હવે ચોરિ શાની આપણે બેસીએ બારિ જઈ કન્યા ૧૪ વલણ-જઈ બેડાં નરનારિ બંને વાત વીપ્રાત કીધીરે છજે ભજે કામકુંવરિ; ઓખા ઉછંગે લીધારે

કડવું ૫૪ મું.

રાગ રામકહી-જોડી જોવાને જોદ્ધ મળયા ટોળેજી ઓખા બેસારિ અનીરૂદ્ધ ખોળેજી કંથમાં બાવલડી ઘાલી બાળાજી દેખીને કહુભાંડને લાગી જવાળાજી ૧ ઢાળ-જવાળા પ્રગટી ઝાળ પ્રગટી સુભટ સૌ જોવા મળ્યા મંત્રી કહે ભાઈ સબળ શોભે જેમ હરિ ઉછંગે કમળા; ૧ લઘુ સ્વરૂપને લક્ષણવંતો આવી સુરાસંગ બેઠો જયાં પ્રવેશ નહી પંખી તણોતે માળી યામાં કેમ પેઠો ૩ નીશક થઈને છજે બેઠાં નિર્લજ નરનેનારિ હાસ્ય વીનોદ કરે ઘણોંને લજયા ન આણે મારિ૪ ઓખાએ

અપરાધ માંડયો, ધાઈ ધાઈ લે છે સોઈ, પ્રધાન કહે એ પુરૂષ મોટા કારણદીસે કોઈ, ૪ અંબુજ વરણી આંખલડીને ભ્રકુટી રહી ખમી ખમી; રોમાવળી વાંકી વળી વઢવા રહ્યો ટમટમી ૫ માળ ઘેર્યો સુભટ સર્વે, બોલે છે આનંદ; અહો વ્યભીચારી ઉતર હેઠો, એમ કહે કઉભાંડ, ૬ અલ્પ આયુશનાધણી; જમ પુરીના; માર્ગ સત્ય અસુર સરખા રીપુ માથે, કેમ થઈ બેઠો સ્વસ્થ ૭ બાણુશયની દીકરી. તેને ઈંદરે ન થાય આળ તે રાજ કુંવરીની સંગે તું ચઢીને બેઠો માળ ૮ સાચું કહે જેમ શીશ રહે કોણ નાત કુળ ને ગામ; યથાર્થ તું ભાખજે કેમ સેવ્યું ઓખાનું ધામ, ૯ અનિરૂદ્ધ વળતી બોલીયો સાંભળો સુભટ માત્ર, ક્ષત્રીનંદન હું ઈચ્છાએ આવ્યો બાણનો જમાત્ર ૧૦ મંત્રી કહે અલ્યા બોલ વીચારી ઉતરસે અભીમાન જમાત્ર કોનો બાળકો કોને દીધું કન્યાદાન ૧૧ અપરાધ પુરણ ઉતર હેઠો તને બાણુ ાયની આણ, આ દાનવતારા પ્રાણ લેશે મર્ણ આવ્યું જાણ ૧૨ વિચાર જાણે જીવ્યાનો જો પડયો વરાંસે ચુક સીંહ હોયતો હોં કે ઉઠે પણ દીસેછે જાંબુક ૧૩ બેઉ જણાને જોઈને પાછો ચાલ્યો કૈભાંડનું વાકય સાંભળી બોલ્યો બળી રાજાનો તન ૧૪ સાંભળતામાં ચારલાખ યોદ્ધા મોકલ્યા તત્કાળ તે ઓખાએ દીઠા આવતા પડી પેટમાં ફાળ ૧૫

કડવું ૫૫ મું

રાગ પરજ—કાસની એ જયાં કટક દીઠું ઓખા થઈ નીરાશ અરે દૈવ આશું કીધું મારા મનમાં હતી મોટી આશ ૧ વાલાં

કેમ વઢસો વઢસો, રેમારા પાતળિયા ભરથાર; વાલા ૨ ટેક અરે પીયુ તમે એકલા; કરમાં નથી ધનુષ્યને બાણ; એ પાપી પીતાકોપીયો, તે લેસે તમારા પ્રાણ, વાલા૦ ૧ આછી પોળી ઘીયેઝબોળી, માંહે આંબારસ ઘોળી; તમે જમતા હું પીરસતી ભરીકનક કચોરી. વાલા૦૨ આલોટા પાલેટે અવની પરરૂદન કેરે અપાર; બોલાવી બોલે નહી, નઈણેવરશે આંસુ નીધાર વાલા ૩ વળી બેઠા ઉઠીને થાય વદન વીમાસણ વીર તીર બાણ જ્યારે છુટશે, સહેસો કેમ કોમળ શરીર વાલા ૪ મારા માતા પિતાને જાણ થયું ને કટક મોકલ્યું પ્રૌઢ; પાપી બાપે કાંઈ નવ જાણ્યું બાણાસુર મહા મુઢ વાલા. ૫

કડવું ૫૬ મું.

રાગ ઢાળ-ઘેલી નારી કાલાવાલા. જે કરો તે ફોક; અમો એવું યુધ્ધ કરીયે. તે જાણે નગરના લોક. ૧ તું જાણે પીઉએ-કલાને, હાથ નહી હથિયાર, તારા બાપેચાર લાખ મોકલ્યા તે મારે મન છે ચાર ૨ તું જાણે પિયુ એકલાને, કરનથી ધનુષ્ય ને બાણ; એક ગદા જયારે ફરસે ત્યારે, લઈશ સર્વના પ્રાણ ૩ ચીત્ર લેહા ચતુરનારી, વિધાત્રીનો અવતાર;ઓખાયે તે ધ્યાન ધરીયું આવી માળીયામોઝાર ૪ એવું કહીનેજોયું સજયામાં ગદા તો નવ દીઠી, ચમકીને પુછયું ચીત્રલેહાને અંગ લાગી અંગીઠા, પચાત્રલેહા કહે મહારાજ હું તો ચતુર થઈ નવચુકી મેં જાણ્યું મને મારશે, ગદા દ્વારીકામાં મુકી. ૬ અનીરૂદ્ધ કહે શાંને વઢુ, મારેહાથ નથીહથીયાર ચીત્રલેહા યેનારદ સંભાર્યા

માળીઆ મોઝાર ૭ નારદકહે મુજને કેમ સંભાર્યો કોભાંડ કેરીતન;મહારાજ જુધ્ધે ચઢે અનિરૂધ;દીઓ આશીર્વાદ વચન ૮ નારદે આશીર્વાદ દીધો; શોભાગ્યવતી ઓખાબાઈ; ભલો ભલો પુત્ર પ્રદયુમનનો ચીરણજીવી અનીરૂધભાઈ ભલોતુ પુત્ર પ્રદયુમનનો વીર ઘણો વિક્રાળ અંતરીક્ષ ઉભો તું જોઉં છુ આણસર્વનો કાળ ૧૦ અલ્યા ઘણી વારતો બેસી રહયો ને વાત તણુ નહિ કામ બૈરામાં બાકરીઓ બાંધી; તેં બોલ્યું બાપનું નામ. ૧૧ અનીરૂદ્ધ કહે શાને વઢુ હથિયાર નથિ કાઈ એક જોધા ઝાઝા કરે છે ત્યાં સો કરવો વિવેક. ૧૨ નારદ કહેછે ઓખાબાઈને આદ્ય જગતની માત તારૂ સમરથ હોય જેટલું તે આપ સ્વામીને હાથ. ૧૩ ઓખાયે એક ભુગળ લઈને કહાડી આપી ઘરમાંથી બહાર સ્વામીના કરમાં આપી તેમાં હજાર મણનો ભાર ૧૪ વીર વિકાશી ભોંગળ લીધી માળીઆમાંથી ધાય. ચાર લાખ જોદ્ધા તરવરીયાં તે સીમો જુધ્ધે જાય, ૧૫ ગેંડી ગુપતી ફરસી તંબુર છુટે ઝાઝાં બાણ માળીઆને ઢાંકી દીધું જેમ આભલીઆમાં બાણ. ૧૬ આવતાં બાણ એકઠાં કરીને પાછાં નાંખે બાણ ઉંચેથી આવી પડે તે આણે સરવનો કાળ. ૧૭ ભડાક લઈને ભોંગળ મારી અનીરૂદ્ધ જેની વાર તે ઝણકારાં કરતી આવી, તેણે કર્યો સંહાર અનીરૂદ્ધ કેરો માર ઘણો તે જોદ્ધાથી ન ખમાય મારી કટક સર્વ કટકા કીધું, આપે નાઠા જાય ૧૯ રહો રહો શા માટે નાશો કાં થાઓ છો રાંક હું તમારા કાજ આવ્યો છું

મારો ન કાઢો વાંક ૨૦ અંગ ધરૂજે કાંઈ નવ સુજે, આવ્યા રાયની પાસ; બાણાસુર બેસી રહ્યા ને કટ કરવું સૌ નાશ ૨૧ જોદ્ધા સહુ નાશ થયાને, ચોર નાઠો સાર તમને આવ્યો સંભળાવવા ઘણું કરી પોકાર. ૨૨ નાશ રાજા ભુંગળ આવી પ્રાણ તાહરો જાય, બાણાસુર પડયા ગાભરા, દેવ આતે શું કહેવાય. ૨૩ બીજા રાયે છ લાખ મોકલ્યા, જઈ કરો સંગ્રામ મારી બાંધી લાવો કહું છું એનો તો આ ઠામ ૨૪ જોદ્ધા આવ્યા જોરમાં તે કરતા મારો માર છ લાખ આવી ઉભા રહ્યા તેના બળ તણો નહી પાર ૨૫ કોઈ એક ને બે જોજન ઉંચા જે કહેવાય કાને માથે શીંગડાને લોચન ઉદર માંય ૨૬ ખડગ ખાંડા તુંબર ફરશી ગોળી હાથે નાળ; તોપ કવચ રણમાલી બરછી મુદગરને ભીડી માળ; ૨૭ સાગ ગેડીગુપ્તી ગદાને ઝળકની તલવાર બાણાસુરના યોદ્ધા તે કરતા મારોમાર ૨૮ કાંઈક કચરઘાણ થયાને કઈકના કડકાય કુંભસ્થલફાટી ગયા ને પડયા પૃથવી માંય ૨૯ અનીરૂધે પછી વિચારી, ગદા પડી છે ધરણ જોદ્ધા આવ્યા જોરમાંતે કેમ પામશે મરણ ૩૦ પછી પડતું મુકયું પૃથવિ ઉપર ગદા લીધિ હાથ ગોલ ચકરનિ પેરે સેજે સૌ સંહાર્યા સાથ; ૩૧ કોઈ જોધાને ઝીકી નાખ્યા, ઝાલ્યાં વરતી કેશ કોઈને અડબોથ મુકીને કોઈને પગનીઠેસ ૩૨ કોઈનાં પાઠાં ભાગી નાખ્યા હાથની લપડાક કોઈનેમારી ભુકો કીધો ભુગલને ભડાકે ૩૩ એમ હુલડ કર્યુંને ત્રાસ પડિયો ખુમરાણ બહું થાય, છ લાખ ચકચુર કરિને ગાયો મા-

ળીચમાંય ૩૪ નાઠા જોદ્ધા વેગે ગયા જ્યાં બાણાસુરરાય નાશ રાજા ભુંગળ આવી; પ્રાણ તારો જાય; ૩૫ નોહે નોહે કોઈ ન્હાનો કુંવર; દીસેછે કોઈ બળીયો, ઘણીવારનો જુદ્ધ કરે છે કોઈનો ન જાય કળિયો; ૩૬ કૌભાંડને તેડાવી પુછ્યું હવે શું કરવું કાજ આટલે છોકરે નીચું જોવરાવ્યું ધીક ધીક મારૂ રાજ. ૩૭

કડવું ૫૭ મું

રાગ બિભાસ—મતબાલો મહાલે માળમાં જઈ જોદ્ધાએ સભામાં સંભળાવ્યું, કૌભાંડને ચડીયો કાળ, મતબાલો મહાલે માળમાં ૧ જુગ જીત્યું પણ કાંઈ નવ દીઠું સ્વર્ગ મૃત્યુ પાતાળમાં; કહો કૌભાંડ હવે શું કરવું, મારો ભાગ્યો ભારણુ-પાળમાં મતબાલો. ૨ સહુ સેન્યાનુ સાંગ્રથ ભાગ્યું બહુ બળ દીઠું છે બાળમાંરે દશ લાખનો દાટજ વાળ્યો હજી છે વઢવાની ચાલમાંરે મતબાલો ૩ કહો પ્રધાન હવે શી વલે થાશે, બાણ પડયો જંજાળમાંરે રાતમાં જઈને રોકી રાખો નાશે પ્રાતઃહકાલમાંરે મતબાલો ૪ વિખિયારે વળગ્યો તે નહીં થાય અલગો જેમ માખી મધજાલમાંરે, બાળક બકરીને શાને ઓ સરો તેમ જોવા સીંહની ફાલમાં મતબાલો ૫ એ બાળકને જે બાંધી લાવો તેને વધાવું રતન ભરી થાલમાંરે સીંહપણુ ઘસાઈ ગયું ને થયું સંગ્રામ ચીલમાંરે મતબાલો ૬

કડવું ૫૮ મું.

રાગ સોરઠ—કૌભાંડ કહે તુ સાંભળ રાજા કહું, એક સાચો

મર્મ, એ ભુંગળે દશ લાખ માર્યા; તેણે ન તારો ધર્મ ૧ અચરજ એક લાગે છે મુજને, પડી અળંગે વાત એક ભુંગળે દશ લાખ માર્યા, કીધો મહા ઉતપાત. ૨ પુરવે મેં તને પિછાંણ્યો, અહંકારે થયો તું અંધ; અહંકારે લંકા ગઈ રણ રોળાયો દશ સ્કંધ ૩ અહંકાર ચંદ્રમાયે કરયો તેને રોહીણીશું સંજોગ, છવીસ નારી પરહરી માટે ભોગવે ખહી રોગ. ૪ એવાં અહંકાર હું અનેક કહું સાંભળને ભુપાળ, વાંક કોઈનો કહાડીયે નહિ પણ ફુટયું તારૂં કપાળ. ૫ અહંકાર તુજબાપે કર્યો જેણે જીત્યા દશ દીગપાળ વામનરૂપ વિઠલે કરીને બળી ચોંપ્યો પાતાળ ૬ અહંકાર કોઈને છાજ્યો નહી ગર્વ ન કીજે રાય, ગર્વ કોઈનો રહયો નહી તમે વિચારો મન માંય ૭ પહેલી ધ્વજા ભાગી પડી વરસ્યો રૂધીરનો વરસાદ નક્ષત્ર તુટીને પડયું ને થવા માંડયો ઉતપાત ૮ હવે તતબર થઈને સૈન્યા સાંભળો, બેઠાનું નહી કામ દશદીશા તું જીતીને આવ્યો છોકરે બોળ્યું તારૂં નામ ૯ રાય પહેલુ મે તુને પીછાંણ્યો પ્રતાપ તારો પ્રતક્ષ આ સમે એ વિલોકતામાં ઉદય પામ્યો અસ્ત ૧૦ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં કહેવાયો તુ તરણાવેત તુજને કર્યો એ છોકરે છેક ૧૧ વચન એવું સાંભળીને રાયની ગઈ છે સુધ ને સાન, સ્થુલ અંગ દેખી રાજાનું પછી બોલીયો પ્રધાન ૧૨ કૌંભાંડ કહે તુ સાંભળ રાજા પ્રાક્રમતહારૂં પ્રચંડ શશલા ઉપર સીહ અખંડ છે તેમ પૃથવીકરૂંશતખંડ ૧૩ કહો તો એને બાંધી લાવું એમાં તે કેટલુ કામ

શોણીતપુરના સુભટ કેરા, અનદ ટાળુ શામ ૧૪ વાત રળી-યાત થયો વચન સાંભળી, આપ્યાં સહુ શણગાર; તું મારો વડો બાંધવ, આ તારો સરવ ભંડાર ૧૫ જાઓ વીર તમે વેગે જ-ઇને કરી આવો શુભ કામ. વધામણી વહેલી મોકલજો. પેલા શત્રુનો કેડી ઠામ ૧૬ વચન શીશ ચઢાવીને ઉઠયો. તેણે કીધો સો શણગાર; સેન્યા સઘળી સજ કરી, તેની શોભાનો નહી પાર ૧૭ માહા મોટા ગજ ગીરીવર સરખા. મદગળીત કહે-વાય; હીરા માણેક રત્ન જડીત અંબાડી, તેની જયોતે રવી ઢંકાય. ૧૮ સુર્યવંશીને સોમવંશી; પાખરીયા કે કાંણ; મોરડે મોતી જડીત તેને હીરા જડીત પલાણ, ૧૯ અનેક અશ્વ દો-રીયા આગળ ગણતાં ન આવે પાર, અનેક પાલખી રથ ઉ-ટાસને, તણે સુભટ થાય અશ્વાર,૨૦ સીંહલદ્વપના હસ્તી મોટા તેને માણેક જડયાં અપાર; મેઘાડમર છત્ર ધર ને તેણે મંત્રી થયો અશ્વાર ૨૧ નગારાંની તો ઘોશ વાજે, શરણીયોના તુર સેન્યા સઘળી પરવરી, જાણે સાગર આવ્યુ પુર ૨૨ નારગોળ કવચ ભાથા. કરતા મારોમાર; માળીયા આગળ ઉભા એટલે ઓખા કરે વીચાર સ્વામી તમારા મનમાં આવે તો કહું વિનતી આજ, ચિત્રલેહા દ્વારકા લઈ જાય તો, સીજે સઘળું કાજ. ૨૪ વચન સુણીને જવાળા લાગી. ચઢી અનીરૂધ્ધને રીસ ચરણ કેરી આંગળીથી, જવાળા લાગી શીષ. ૨૫ યુધ્ધ વિષે સનમુખ રહુ તો; ન લાજે મારો વંશ; બાણાસુરને એણીપેર મારૂં; જેમ કૃષ્ણે માર્યો કંશ. ૨૬ એવા માહે જોધ્ધા આવ્યા

દેવા લાગ્યા ગાળ; ક્રોધ ચ્હડયો બહુ કામ કુંવરને કીધી ઈ-ચ્છા દેવા ફાળ ૨૭ વલણ-ફાળ દેઉ અંત લેઉ, હોકારો તવ કીધારે: ઓખાએ અનીરૂધ્ધ માંળીયામાં, ઉચકીદંટવત કીધોરે

કડવું ૫૯ મું.

રાગ ભુપાળ—ઓખા કહે કંથને એમ ન કીજે, બાળીઆશું વઢતાં બીજે; એ ઘણાને તમો એક જાતેસૈન્ય મોકલ્યું મારા તાતે દૈત્યને વાહન તમો પાળા, એ કઠણ તમો સુંવાળા, એને તોપે કવચને બકતર, તમારેઅંગે પીતાંબર દઈત્યનેસાંગ્યને બહુ ભાલા; પ્રભુ તમો છોઠાલામાલા, આતો મસ્તાન બહુબળીયા તમો સકોમળ પાતળીયા પહેલેં મસ્ત મહારૂં છેદો સ્વામી પછી અસુરને ભેદો. તમારી દેહ દેખીને હુંતો મોહું, નેત્રે જુદ્ધ કરતા કેમ જોઉં, મુવા દઈત્ય કરે હોકારા ૫ પ્રાણ કંપેછે મારા ઈચ્છા અંતરમાં પેઠી દઈત્યે માળીયુલીધુ લુંટી ઘણો કરો વિ-રોધી છે બાણ, હાંકે ઈદ્રનુ જય આશન; જનસ્થંભે તાતની હાંકે; બાર સેન્ય ચઢાવી છે ચાકે, જેને નામે તે મેરૂ હાલે ચક્ર ધારી સરખે નવ, ક્ષત્રી સાથ રહે છે બીતો તમે કેઈ પેરે એને જીતો મંતી રહ્યા છે દંતજ કરડી, શું ધાઓ છો મરડિ મરડિ કંથ કહે ન કરૂ સંગ્રામ, નાશી પેઠાનો કીયો ઠામ હવે જીવતા છુટવું નહીં સેન્ય મરીયે સામા થઈ; નથી ઉગરવાનો ઉપાય, ત્યારે ભય પામે શું થાય નાઠે લાંછન કુળમાં, છે શામને લાંછન મુરમા; વહુ વરવા જે મણીધર ન ડોલે તો અરશીયા તોલે ઘન ગાજે કેશરીદફાળ નાઉછરતો જાણવો શીયાળ, ક્ષત્રી

શોઢ દેખીને દળ;ન શાંઢતો જાણુયો વ્યંઢળ, હાકે વાઘન માડૈકાંન તો જાણુવો નિશ્ચય સ્વાન, ઘરમાં જોદ્ધા કોરહેપેશી, તોચરણુ ધીનાનો રહે બેશી એમ કહીને ઓખા અળગી કીધી ભડ ગાજયો ને ભોગળ લીધી; અસુર સેન્યામાં જઈને અડીયો, છજેથી કપીના પેઠે પડીયો જેમ ચંદ્ર પેશે વાદળરાં તેમ અનીરૂદ્ધ પેઠો દળમાં; વાદળ ચંદ્ર નેલે જેમ વીંટી તેમ અનિરૂદ્ધને લીધો વીંટી અસુર કહે એ માનવી કશું, બહુસીંહમાં બગલુ તશું જો મુગત મંત્રી તે ચરણુ ધરે તો તું મ્રત્યુ થકી ઉગરે તેના એવાં વાકય સાંભળી અનીરૂદ્ધ ધાયો હોકારો કરી; નાખે દઈત્ય ખાડાં મુગદલ તેમ વિષ્ણુ નાખે ભોગળ, વીસ સહસ્ત્ર અસુર સૌ તુટયા એકવારે બહુ શર છુટયા આયુદ્ધ ધારા રહી છે વરસિ છુટે પરિઘ આયુધને ફરશી થાય દાનવ ટોળે ટોળા વરસે ભીડીમારને ગોળા; બોલે દુદુંભીના ગગડ-તાત થાય ખાંડતણુા ખડખડાત હાકે હસ્તીને પાડે ચુચવાત રથ ચક્ર વાજે ગડગડાટ હોય હયના ઘણા હણુહણાત દેખી દોહલા નાથનો ઘાટ થાય, ઓખાને ઉચાટ દેખે દોહલો નાનો ઘાટ પછી દાનવનો વાળ્યો દાટ અનીરૂદ્ધે મુકાવી વાટ કોઈ ઝીકયા ઝાલીકેશેકોઈને ઉડાડમાં પગની ઠેસે કોઈ હણ્યા ભોગળને ભડાકે, કોઈના મોં ભાગયાં લપડાકે કોઈને ભાલા વાગ્યાં ભચ કોનાનાક વાઢયાં ઢચ કોઈ અધકચરા કોઈ પુરા સારી સેન્ય કર્યું ચકચુરા તે રણુમાં ભયાનક ભાસે બળ દેખી ઓખા ઉલાસે; મેં તો આવડું નોહતુ જાણ્યુ ચિત્રલેહાયે રત્નજ

આણ્યું થાય પરશેવો અનિરૂદ્ધને દીલે પોતાના વસ્ત્રમાં ઓ-ખા ઝીલે ભડ ગાજ્યું ને પડ્યું ભંગાણુ નાઠો કૌભાંડ લઈને પ્રાણુ થઈ બાણાસુરને જાણુ એક પુરૂષે વાળ્યો ઘાણુ અસુરને ચઢયો કોપ સજ્યાં કવચ આયુધ્ધને તોપ વાગી હાકને ચઢીયો બાણુ તે તો થઈ ઓખાને જાણુ.

વલણુ-જાણુ થયું તે તાત ચઢીયો કોણુ જીતશે સહસ્ય થરે ઓખા આંખ ભરતી રૂદન કરતી પછી સાદ કરતી નાથરે

કડવું ૬૧ મું.

રાગ સામગ્રી-મારા સ્વામીહો સુતુરસુજાણુ બાળ દળ આ વ્યુંરે જાદવજી દીસે સૈન્યા ચારે પાસે હવે શું થાશેરે જાદવજી એતે બળીયા સાથે બાથ નાથ કેમ ભીડોરે જાદવજી; સામો દૈત્ય છે કપાત્ર માટે હરી હીડોરે જાદવજી ઓ દળ આવ્યું ત્યારે બળવંત દીસે રીસેરા જાદવજી; એકલડા અસુરને મુખે રખે તમે જાતારે જાદવજી ઓ ગજ આવે બળવંત; દંત કેમ સેહસોરે જાદવજી અસુર અરણુ વધય તણાના જાસોરે જાદ વજી એવું જાણીને ઓરશીયો ન કરીયે કરોધરે જાદવજી એ કલયરે આશરો શાનો માનો પ્રતિ બોધરે જાદવજી ધીરાથા ઓને ઘાઓ વઢો તે ફાંસુરે જાદવજી; મારી ફરકે છે જમણી આંખ વરસે છે આંસુરે જાદવજી મુને દિવસ લાગે છે ઝાંખો હેઠી ભોગળ નાંખોરે જાદવજી હું તમને સમજાવું આવાર વ ચન મારૂં રાખોરે જાદવજી તમો મુજ દેહલડીના હંસ મુકોને જીધરે જાદવજી પાછાં ફળોજી લાગુ પાય માનો મારી બુધરે

જાદવજી ઘેલી દીશે છે ધરૂણી તરૂણી આશીટેવ રે રાણીજી અમો બાણ થકી હારીશું. તો કરશું શેવરે રાણીજી આવ્યો બાણાસુર ભુપાળ તેને હું મારૂરે રાણીજી એના છેદુ હાથ હજાર દળસંહારૂરે રાણીજી અનિરૂદ્ધ રણથકી ઓસરે તો, લાજે શ્રીગોપાળરે રાણીજી હવે અંત આપણો આવ્યો હવે નાઠો આસરે રાણીજી વલણ-નાઠે આવે આળ નવકીજીએઉપવાદરે કહે પ્રેમાનંદ ઓખાબાઈએ અનિરૂદ્ધને કર્યો સાદરે,

કડવું ૬૨ મું.

રાગ વેરાડી—ઓખા કરતી કંથને સાદરે હો હઠીલા રાણા એ શા સારૂ ઉન્માદ હો હઠીલા રાણા; ૧ હું તો લાગું તમારે પાય, હો હઠીલા રાણા. આવી બેસો માળીયા માંય હો હઠીલા રાણા ૨ હુંતો બાણને કરૂં પ્રણામ હો હઠીલા રાણા; છેકા લાલાવાનુ કામ, હો હઠીલા રાણા ૩ એ તે બળીયા સાથેબાથ હો હઠીલા રાણા તે તો જોઈને ભરીયે નાથ હો હઠીલા રાણા ૪ એ તો તરવું છે સાગર નીર હો હઠીલા રાણા બળે ન પામીએ પેલી તીર, હો હઠીલા રાણા ૫ એ તો ભેદે તમારૂં ગાત્ર હો હઠીલા રાણા, સામા દઈત્ય છે કુપાત્ર હો હઠીલા રાણા ૬ મને થાય છે માન શુકન હો હઠીલા રાણા મારૂં ફરકે છે જમણું લોચન હો હઠીલા રાણા ૭ મારો મોતીનો તુટયો હાર હો હઠીલા રાણા ડાબે નેત્ર વહે જળધાર હો હઠીલા રાણા ૮ દીસે ગગને ઝાંખો ભાણ હો હઠીલા રાણા, દીસે નગરી તે ઉજડ રાણ હો હઠીલા રાણા ૯ રૂવે વાયસ ગાયને સ્વાન હો

હઠીલા રાણા, એવા માઠા થાય શુકન હો હઠીલા રાણા. ૧૦ હું તો ધરૂજતા દેખુ ધારણ હો હઠીલા રાણા એતો સાગરે શ્રોણીત વરણ હો હઠીલા રાણા. ૧૧ આવ્યા અગણિત અસ્વાર હો હઠીલા રાણા. માંહે માંહ થાય છે હોહાકાર હો હઠીલા રાણા ૧૨ ઓ દુંદુભી વાળો ધાય, હો હઠીલા રાણા એતો સેન્યા તમપર ધાય; હો હઠીલારાણા, ૧૩ ઓ આંવ્યું દળવા દળ હો હઠીલા રાણા, ઓ ઝળકે ભાલાના ફળ હો હઠીલા રાણા ૧૪ પાખર કબુતર પેર્યા ટોપ હો હઠીલા રાણા, દઈત્ય ભરાયા આવે કોપ હો હઠીલા રાણા, ૧૫ ઓ વાજે ઘુઘરમાળ હો હઠીલા રાણા; અશ્વ દેતા આવે ફાળ હો હઠીલાં રાણા ૧૬ એતો સુરવીર મહાકાળ હો હઠીલા રાણા હવે થાશે કોણ હવાલ હો હઠીલા રાણા, ૧૭ નાથ જુવો વિચારી ગગન હો હઠીલા રાણા, જુધ રહેવા દો રાજન હો હઠીલા રાણા, ૧૮ લોપો મારી વાણ હો હઠીલા રાણા તમને માતપિતાની આણ હો હઠીલા રાણા. ૧૯ આવ્યો બાણ તે પ્રલ્લે કાળ હો હઠીલા રાણા મેઘાડંમરછત્ર વિશાળ હો હઠીલા રાણા.

વલણ-મેઘાડંમર છત્ર બિરાજે ઉલટી નગરી બુધરે અગણીત અસ્વાર આવીયા તેણે વીંટી લીધો અનિરૂદ્ધરે.

કડવું ૬૩ મું.

રાગ સીંધુ-આવી સેન્યા અસુરની અનિરૂધ્ધ લીધો ઘેરી કામ કુંવરને મધે લાવી વીંટી વળીયા ચોફેરી ઓખા કહે શું નીપજશે ઈચ્છાં પરમેશ્વરી રીપુગજના જુધ્ધા માહે અનિ-

રૂધ્ધ લઘુ કેશરી બાણરાયને શું કરૂં. જો ભોંગળ ધરી ફોગટ, વેરી વાયમ કોટા મળ્યાં હવે કેમ જીવસે પોપટ બાણાસુરે સુભટ વાર્યા. નવ કરશો કો ઘાત; વીંટો ચોદસ સહુ મળીને હું પુછું એને વાત.માળીયેથી ઓખાબાઈએ રૂદન મુકયું છો- ડી, પીતા પાસે જોધ્ધ સરવે, હાથ રહ્યા તે જોડી બળતંતદીસે અતી ઘણું સેન્યા બિહામણી, પવન વેગે પાખરીઆ તે રહ્યારે હણીહણો આદળ વાદળકેમસેહસો, ઓ સ્વામી સકોમળઅરે દઈવ હવે શું થાશે, પ્રગટકામનાં ફળ દઈવના કીધા દપત્યમુવા તેને દયા નહી લવલેશ;કાચી વયમાં નાથજીને નથી આવ્યા મુછને કેશ ચાર દિવસનું ચાંદરણું, કરચઢિ ગયું નહી; આ જોધા પીઉને મારસે, દઈવડાજીવું નહી અરભકતમારે એકલો તેને વીંટી વળ્યા અસુર,એવું જાણીને સાહાય કરજો, ઓસા મળીયા સુરકષ્ટનિવારણ કૃશણજી, હું થઈ તમારિ વહુ, જોઆંચ આવશે તમ પુત્રને, તો લાજશે જાદવ સહુ, પ્રજાના પ્રતીપાલ છો, તમેપનોતા મોરારિ; સંભાલ સરવનીલીજીએ નવ મુકીયે વિસારિ અમનેતો આશ તમારિ અમે તમારાં છોરૂ; લાજ લાગસે ત્રધને, કોઈક હશે કાળું ગોરૂં પક્ષિપલાણપ્રભુજી પુત્રની કરજો પક્ષ, ભગવાનને ભહીતી ભામની, ભરથાર છે રિપુમધ્ય મુખ વક્ર નેત્ર બીહામણાં મુખ મુછો મોટી મોટી; તેવા અસુર આવી મળિયા એક શંખને સપ્તકોટી દલ વા દલ સેન્ય ઉલટી મધે આંણ્યો અનીરૂધ, વીરવીંટયો વેરિએ જેમ મક્ષિકાયે મધ; ધનુષ ચઢાવ્યાં પાંચસબાણે બહુ ચેઢા-

વ્યાં બાણુ, ગયાં ગુણીજન ગદગદે, બહુ ગડગડે નિશાન અં-તર અરભક એમ વીંટીઓ, તેમ શોભે છે ઈન્દુ, લઘુ જેમ ઉલટ ઘણીને લલાટે સ્વેત બીંદુ લઘુ કુંજરની સુંઢ સરખા, શોભે છે બે ભુજ, સરાન સરખી ભ્રગુટી, નેત્ર બે અંબુજ તૃણમાત્ર જે વઢતો નથી, બાણનો જે રાહુ. અનિરૂદ્ધ અસુર એવા શોભે જેમ ચંદ્રમાને રાહુ આવિ જોયું વક્રદષ્ટે. મુછો મોટી ચક્ષુ વપુ શોભાયે ભુજ ભલાને; કેશરૂપનું છે વક્ષ; આ સમે કહેવાડાને, અથવા ભાંગળને ધાર, અરોટળું રીપુ સંસારનો ઉતારૂ એનો ભાર શીવબાંણનું બળ છે માંહે સર્પનો સાથ કે પેટમાં પુરવજ વસે છે. પીંડ લેવા કાડે છે હાથ, કાષ્ટ નાકે નાખવા એણે ઘડીને ચોઢયા કર; અથવા કોઈ પાંખે દીસે છે એણે વખેર્યા છે પર ત્યારે હસવું આવ્યું બાણને એ શું બોલે છે બાળ કુંભાંડ કહે સાંભળો આ તમને દે છે ગાળ બળિસુત અંતર બળિયો ને લોકમાને બળવાન, શુંકરૂંજા લાંછન લાગે નીકર વીધીયે દઉ કન્યાદાન, સુભટ નિકટરાય આવ્યો, બો-લીયો બહુ ગરવે, નફટ લંપટ નથી લાજતો વિટયો હણવા સરવે, કુળ લજામણો કોન છે તસ્કરની પેઠે નીરલજ, અપ રાધ આગળથી કેમ ઉગરે, જેમ સીંહ આગળથી અજ અં-ગથી આવી ચઢયો કાંઈ કારણસરખું ભાસે, સાચું કહે જેમ શીશ રહે તુંજ બાળક વિશ્વાસે; કોણ કુળમાં અવતર્યો; કોણ માત તાતનું નામ, અનિરૂદ્ધ કહે વિવાહ હતો, હવે પુ-છયાનું શું કામ પિતૃ પિતા મહ પ્રસિદ્ધ છે જેનો દ્વારીકાસં

સાર; છોડી છત્રપતી નીવર્યો, હવે ચતુર મન વીચાર વૈષ્ણવ કુળમાં અવતર્યો, મારૂ નામ તે અનીરૂદ્ધ જો હારશો તો નગરી બાંધી નાખીશ સાગર મધ્ય, બાણાસુર સામુ જોઈને કૌભાંડ વળતું ભાખે, ચોરી કરી કન્યા વર્યો તે વૈષ્ણવ પાખે પુત્ર જાણી કૃષ્ણનો પછી બાણ ઘસે છે કર, નીચ વચે કન્યા વરી દાનવ મારૂં બેઠું ઘર રીસે ડોક ધુણાવીને ધનુષ્ય કરમાં લીધું બાણાસુરે યુદ્ધ કરવાને દળમાં દુંદુભી દીધું.

કડવું ૬૪ મું

રાગ ગોડી—અસ્વકુંવર રથ ભાથા ભરી, આવ્યો બાણાસુર વેગે કરી, જોદ્ધાને નવ માએ સુર, ચઢી આવ્યું જેમ સાગર પુર ૧ વાજે પંચશબ્દ રણતુર, મારી જોદ્ધા કર્યા ચકચુર બાણાસુરનાં છુટે બાણ છાઈ લીધો આભલીયામાં બાણ ૨ થયું કટક દવ ભેળાભેળ જેમ કાપે કોવાડા કેળ, આવ્યા એટલા ધરણી ઢળ્યા, તેમાં કોઈ પાછા નવ વળ્યા ૩ આવી ગદા તે વાગી શીશ નાઠો હસ્તી પાડીને ચીસ, બાણાસુર ઉપર ભોંગળ પડી ભાગ્યો રથ પડ્યો કડકડી ૪ રાયની ગઈ છે સુધને સાન, ભાગ્યું કુંડળ છેદ્યા કાન પાછો લેઈ ચાલ્યો પ્રધાન ઘેર જતામાંઆવીસાન, ૫ પછી બોલે છેરાજન સાંભળો મારાપ્રધાન હોય હમણાં હવે ભોગળ આવશે.જાણું છુંજે જીવડો જશે ૬ પ્રધાન કહેકાંથયા અજાણ ક્યાં ગયું મહાદેવનું બાણ મેલો તો થાએ કલ્યાણ;આ ફણીએ બંધાશેપ્રાણ ૭ તે લઈ બાણાસુર પાછો ફર્યો તે ઉપર માળીયે સંચયો અનીરૂધ્ધે વીચારી વાત

હવે હું બે જોડું હાથ ૮ શીવનું વ્રત તે સાચું કરૂ; વચન એનુ મસ્તક ધરૂં; અનિરૂધ્ધે બે જોડયા પ્રાણ; બાણાસુરે મેલ્યું બાણ ૯ આકૃણિએ બંધાઈ પડયો ઉપરથી પરવત ગડગડયાં લાતો ગડદા પાટુ પડે. તે દેખીને ઓખા રડે, ૧૦ ત્યાંથી મનમાં વિચારજ કર્યો; અનિરૂધ્ધને લેઈ સંચર્યો; મારતાં કુંવરને લેઈ જાય, ઓખા રૂવે માળિયા માય.

કડવું ૬૫ સું.

રાગ રામકળી-મધુરે ને સાદેરે રે રે હો; ઓખારૂવે માળીયેરે બાઈમારા પીઉને લઈ જાય, સખી મહારીવતી તો નવ ખમાય, હમણાં કોઈ કહેશેરે રેરેહો પીયુજીને મારીયારે ૧ બાઈ મારાં પેલા તે ભવના પાપ; બાઈ મારે આવડોશો સંતાપ; સે નથી મરતો પાપી બાપ માથેથી ઉતરતીરે રે રેહો પડજો સગા બાપનેરે, ૩ હાંરે મારા કંથની કોમળ કાય; એવા એવા માર તે કેમ ખવાય, આ પેલા દુષ્ટને ના મળે દયાય, રંડાપણ આવ્યુંરે રે રે હો. બાળપણા વેશમાંરેચાલ—ચિત્રલેહા કહે બાઈ શાને રડે છે, તારા કંથની નહી થાય હાણ;જઈને હું સમજાવું છું. જે તારા પિતાના પ્રાણ ૧ ચિત્રલેહા આવી ઉભી રહી, જ્યાં પોતાનો તાત; સાંભળો પિતા વીનતી, કરશો સમજાવી તે વાત, ૨ એ છે મોતાનો છોકરો તે, તમે જોઈ ને છેદજો શીષ. માથા ઉપર શતરૂ થાશે હળદરને જુગદીશ, ૩ એને વડઉવે બળી પાતાળે ચાંપ્યો. એવા છે એનાં કામ વગર વીચાર મારસો તો, ખોસો ઘરને ગામ ૪ પ્રધાને જઈ કહ્યું

જ્યાં છે બાણાસુર ભુપાળ રાજા રખે એને મારત, એ છે મોટાંનો બાળ, પપરણી કન્યા કોઈ પરણે નહીં માથે રહેશે આળ લોકમાં કહેશે જમાઈ માર્યો એવીદેશે ગાળ, ૬ માટે ઘાલોકારા ગ્રહમાં હાથે ન કીજીએ ઘાત એકલે દશ લાખ માર્યા તે મોટી કીધી વાત ૭ પછી વજ્ર કેરી કોટડીમાં બેસાર્યો એ તન સરપે એને વીંટીયોરે કર્યો ફરતો અગન ૮ તે પુઠે જળની ખાઈયો ખોદી, મેલ્યા બહુ રખવાળ સરપ કેરા ઝેરથી પરજળવા લાગ્યો બાળ ૯ અનીરૂદ્ધને બંધન કરીને વીંટીયા બહુ સરપ કામ કુંવરને બાંધીયો પછી ગાજીયો તે નૃપ ૧૦ વલણ—નૃપ ગાજ્યો મેઘની પેર ઉતરાવી ઓખાયરે. અનીરૂદ્ધને બંધન કરી બાણાસુર મંદીરમાં લેઈ જાય. ૧૧

કડવું ૧૧ મું.

રાગ સામગ્રી--બાણે બન્નોને બાંધીયા નૌતમ નરને નાર, અનીરૂદ્ધ રાખ્યો મુખ આગળે ગુપ્ત રાખી કુમાર બાણે બન્ને ને બાંધીયાં ૧ ચોટામાં ચોર જણાવીયો ઢાંકયો ત્યભી ચાર ઓખા છાની મંદીર મોકલી રાખ્યો કુળનો તે ભાર બાણે ૨ લક્ષણવતો હીંડેલેહેકતો બેહેકતો તેઆવાસ. દઈત્યનુ દળતે પુંઠે પળે. ઘેરી હીંડેછેદસ, બાણે૦૩એક પેચ છુટયોપાઘડી તણો તે આવ્યો પાઘ પ્રમાણ ચોરેતે મોરજ મારીયો તેનાં કરે લોક વખાણ બાણે૦ ૪ ઓખા ફરીને વરજો પરણુસે, તો ભુલશે ભવ ભરથાર. તે સ્વામી શું સુખ પામશે લીધું એણે અમરૂત સાર, બાણે૦ પાકો કહે એમાં દૈ વતદીશે ખરૂંરૂપવંતો

રસાળ, કટાક્ષમાં કામની મોહી પડે એવી માયા મોહ જાળ બાણે૦ ૬ તેની ભુલવણી ભ્રગુટી તણી ભુલી પડે તે નાર કુંવારી કન્યાને કામણ કરે સંતાડો સર્વ કુમાર બાણે૦ ૭ સખી પ્રત્યે સખી ઓચરી દેખી અંગ ઉમેદ, બાંધ્યો જુવે છે આપણા ભણી એને છે એવી ટેવ બાણે૦ ૮ ચાર માસ આશા પ્હોચી ઘણી લાગ્યો સ્નેહ વિવાદ. માળીયે સુખ પામ્યો ઘણુ પછી લાગ્યો લોક અપવાદ બાણે૦ ૯ વલણ-લાગ્યો લોક અપવાદ પણ, પામ્યો દેવકન્યાયરે પછી બાણાસુરે અનીરૂદ્ધને રાખ્યો ઓખાના ઘરમાંયરે

કડવું ૬૭ મું.

રાગ ધવળ ધનાશ્રી--શુકદેવ કહે છે પરિક્ષતને તમે સાંભળો કહું રાયજી; કૃષ્ણ કુંવરને બાંધી રાખ્યો, ઓખાના ઘરમાંયજી ૧ નાનાવિધનાં બંધન કીધાં કાહાડી ન શકે સ્વાસજી; એક એકનાં મુખ દેખી દામણાં દેખી થાય ઉદાસજી. ૨ બાણમતી બાણાસુરની રાણી જળે ભરે છે ચક્ષજી, પુત્રી જમાઈને ભુખ્યાં જાણી છાનુ મોકલે ભક્ષજી ૩ કષ્ટ દેખી નાથનુ ઓખા નઈણે ભરે છે નીરજી અનીરૂધ્ધ આદ્યબળે કરીને ઓખાને દેછે ધીરજી ૪ આદરૂ તો અસુર કુળને ત્રેવડુ તૃણ માત્રજી સોભાશ ખવાસ્વસુરીને હુ બંધયો છું ગાત્રજી. ૫ આગમાં ઉઠું તો શીઘ્ર ક્ષેટું દૈત્ય દાનવજુથજી શું કરૂં જો સ્વસુર પક્ષમાં રાખવું છે સુખજી ૬ આકાશ અવની એક થાશે એવો નિપજસે ધંધજી, અગ્ની કેરી જવાળા ધુંધમાં, અસુર થાશે અંધજી

૭ સહાય થાશે શામળીઓ અબળા, સઘ છુટશે બંધજી કૃષ્ણ આવી બાણાસુરનાં, છેદસે સઘળાં સ્કંધજી, ૮ મારા સમજો સુંદરી તમો, ઝાંખુ કરે મુખચંદ્રજી; બંધનમાં દુઃખ દેછે ગણું તારાં અસુરનાં ખુંદજી; ૯ એમ આસના વાસના કરીને રાખ્યું ઓખાનું મનજી; ત્યારપછી ત્યાં શું થયું તમે સાંભળો રાજ નજી ૧૦ પછી ભવાનીનું સ્મરણ કરીને, બાળક લાગ્યો પાયજી ભગવતી ભવતારણી મારી, આવી કરજે સહાયજી. ૧૧ (ચાલ) માતું બ્રહ્માણી તું ઈંદ્રાણી કૃષ્ણા સ્થાવર જંગમ તું સચરાચર, મૃગ ઉપર તૃષ્ણા ૧ દઈત્યને પાતાળ ચાંપ્યા. રકત બીજ રણ રોળ્યા. શુભનીશુભ મહીસાસુર માર્યા, ચંડ મુંડ ચોળ્યા. ૨ ધુમલોચનને હાથે હણીયો. મધુ કૈટભતો માર્યા; અનેક રૂપ ધર્યા તેં અંબા;સુરીનર પાર ઉતારયા ૩ઓ હીંગળાજ હીં-ગોળી માત,કોઈલાપુર તે કાળી આદ્યશ્વરી તું અંબા, સં-ખલપુર બહુચર બાળી, ૪ નગરકોટની તું સીધવાઈ, બગલા મુખી લાગુ પાય, રાણી રૂડી ઉંટવાળી માત, બીરાજતી દક્ષીણ માય, ૫ અન્નપુરણા ભૈરવી ત્રિપુરા, રેણું કાછત્રસંગી રાજેશ્વરી ચામુંડા માત, દુઃખહરણી માતંગી ૬ એણી રીતે સ્મરણ કીધું, તતક્ષણ ભવાની આવી અનીરૂદ્ધને માથે કહ્યું બાળક તેં કેમ બોલાવી ૭ અનીરૂદ્ધતો કહે સાંભળો માતા, મારૂં દુઃખ કહ્યું નવ જાય;સરપ કેરા ઝેરથી મારી ઘણી બળે છે કાય ૮ ભવાનીએ પ્રસન્ન થઈને ઝેર કર્યું સરવે નાશ; પછી અંતરધ્યાન થયાં માતા, બાળકની પહોંચી આશ. ૯ એવાં

માં ત્યાં નારદ આવ્યા બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રમાં અનિરૂદ્ધ, વરસે છે જળધાર ૧૦ નારદ કહે અનિરૂદ્ધને મારૂં સંકટકાપો, રૂડીવહુ તમો પરણ્યા માટે; મુજને દક્ષણા આપો ૧૧ તમને દક્ષણાની પડીને જાય છે મારા પ્રાણ; શરીર ધરૂજે અતિ ઘણુંને બોલી ન શકે વાણ, ૧૨ શીદ બીહે છે પ્રાક્રમી તું બોલ્ય મુજ સંગાથ, બાણાસુર નીવર્ચો પુત્રી તે થઈ પૃથ્વી માં ખયાત. ૧૩ દિપાવ્યો વંશ વાસુદેવનો; બંધાયે લંછનશુંય કાલે માધવને મોકલું દ્વારકાંમાં જાઉં છું હુંય. ૧૪ ઉંઠળમાંતે આભ ઘાલ્યો; અંતરમાં રો નફુલે; ઘોડે ચડતે પડે પૃથ્વી, ભણે તે નર ભુલે૧૫ વલણ-અંતરશે નફુલ; જોધ્ધા, મુકાવશેભગ-વાનરે; અનિરૂધની આજ્ઞા લઈ; રૂષિ હવા અંતરધ્યાનરે ૧૬

કડવું ૬૮ મું.

રાગ બીહાગડો-દયા ન આવે પેલા દઈતપતિને, મહા બળિયા દુરમત્યજી બાકરી બાંધી દ્વિજવર સાથે વહેવાર ધારયું સત્યજી દયા ન આવે, ૧ પાતળીયા પંકજમુજ પીઉજીને નાગપાસના બંધજી; બાંધી લીધો બળે કરીને કોથળ રૂપે મદિજ દયા ૨ જોરે ધરણીધર શ્રીવર આપદા પામે નાથજી પુત્ર તમારા ઉપર પ્રહારજ કરે છે દઈત્યનો નાદજી. દયા૦ ૩ ભા રોળ કોભાંડે મેલ્યું, વક્રરાય બળિયોવીરજી તો એરણથી નવ ઓસરીઓ, સાગરનું જેમ નિરજી. દયા૦૪ ભેદકરીને બાંધી લીધો. નાગપાસના બંધજી, શ્વાસ ન માયે બહુ અકળાયે અંગ આકાશમાં સંગજી દયા૦ તાપમાય નહી સ્વામીનો

હું કરૂં દેહનો પાતજી; વાર લાગે લક્ષમીવર તમને તો થશે મહા ઉતપાતજી. દયા૦ ૬ કોમળ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદજી; અનિરૂદ્ધ સમરે શામળીયાને, કમળાવર ગોવિંદજી દયા૦ ૭ ત્રાહે ત્રાહે રે ત્રિકમજી, સુતની કરજો સહાયજી, વિપતવેળા વારે ચઢીને કરો ભક્તની રક્ષાયજી. દયા૦ ૮ ગજ ગ્રાહથી મુક્ત પમાડયો, કીધાં હરિશ્ચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધા, કીધી પ્રલ્હાદની સહાયજી. દયા૦ ૯ આજ આંખથી આંસુડાં ચાલે, જાશે મ્હારા પ્રાણજી, સુખ શરીર શાતા નહી અંગે લાગ્યો દમ નિવારણજી દયા૦ ૧૦ મનસા વાચાએ વર વર્યો, અવરતે મિથયા જાણીજી; રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણીજી. દયા૦ ૧૧ તાત કઠોર દયા નહી રૂદીયે, કોમળ મ્હારો કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો, શ્રીહરિ વેગળો પંથજી. દયા૦ ૧૨ કોણ સહોદરઆવત અવસર, શોધ કરવા જે જાયજી, તાત ભ્રાતતે જાણ નહીંતેકોણ ઉઠીને ધાયજી. દયા. ૧ પિતા પિયુજીને વેરીરે દેખે, પરભવે બહુ પેરજી; નાગતણા ફુંફાડા હળાહળ, ફેરવી નાંખે લ્હેરેજી. દયા૦ ૧૪ હળાહળે અંગ અગ્નિરે ઉઠયો, કંઠે પડીયો શોષજી, પુર્વ તણાં કર્મ આવી નડીયાં કોને દીજે દોષજી, દયા૦ ૫તાત મારી કાયારે પાડુ; વિખ ખાઉં આ વારજી; સ્નેહ ન જાણે રે કોઈ મનનો, સર્વ પીડે ભરથારજી, દયા૦ ૧૬ તાતતણે મનકાંઈ નહીં મુને સબળો લાગે સ્નેહજી; છોરુ પોતાનાં જાણી દયા કીજે દયાળ ન દીજે દેહજી, દયા૦ ૧૭ બાણાસુર મહા પુરૂષ જ્ઞાતા

જેથી ચુક ન થાયજી, બાળક ઉપર પ્રહાર શો કરવો, જદપી હોય અન્યાયજી દયા૦ ૧૮ વાહાલા થઈને વેરજવાળોશું નથી આવતી લાજજી. નીચ પદારથ નથી કુળ નીચું; કૃષ્ન કુંવર મહારાજજિ, દયા૦ ૧૯ નીચું નાક ન હોય એથી, નિર્થક સા સંગ્રામજિ. મોટા સાથે વિરોધ ન કરીયે; નહી નીરબળ હળધર શાજી. દયા૦ ૨૦ સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠામજિ; વૈરવધારી વિઠલ સાથે; કયા કરશો સંગ્રામજી. દયા૦ ૨૧ સ્વામી મ્હારાંને શીર સમરથ, તેને ચઢસે કોપજિ; ભદ્રઈચ્છે છે તાત પોતાનું; વિષ્ણુ બીજાણા રોપ્યજી દયા૦ ૨૨ જુદ્ધ સમે આકાશે રહીને, જુવે છે નારદદેવજી. ભયમાં આણીશ અમો જાશું દ્વારામતી, જુદ્ધ કરશું તતખેવજી દયા૦ નિર્ભય જાણી વીણાધર ગયા, પ વરિયા આકાશજી: પોહોચી દ્વારકાં ઉતરી હેઠા. ભેટયા શ્રી અવિનાશજી, દયા ન આવે ૨૪ વલણ—ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂદ્ધને રાખયો કારાગ્રહમાં દઈત્યે મળીરે.

કડવું ૧૯ સું.

રાગ ધનાશ્રી—શુકદેવ કહે ચે પરિક્ષતને, બાંધ્યો ને જાદવ જોધજી હવે દ્વારકાંની કહુ કથા; જાદવ કરે સોધાસોધજી, ૧ હિડોળા સહીત કુંવર હરી છોડી ગયું કોઈ ચોરીજી. ૨ હાહા કાર થયો પુર મદયો. અનિરૂધની થઈ ચોરીજી. ૨ રતિ અ- તી આકંદ કરે છે મલ્યું તે વીનતાનું વૃંદજિ, રૂક્ષમણી રોહણા દેવકી, સર્વે કરે આક્રંદજિ, ૩ કહે છે માધવને, શુંઠા

છો સ્વામીજી; વિચાર કરી વિલંબ ન કીજે, કુળને લાગી ખામીજી, ૪ વાસુદેવ કહે રામને, શું બેઠા છો ભુપજી; વિચરો રખે જળમાં બુડયો, કયાં ગયો કુંવર અનુપજી ૫ ઉગ્રસેન કહે અચરજ મોટું; કોણે હર્યો હિંડોળેજી; દેવીદઈત્ય રાક્ષસનું કારણ, તે ખપ કરીને ખોળોજી ૬ સાથને જદુનાથ કહે છે, ભાઈ શાને કરો છો શ્રમજી; ગોવીંદનું ગમતું થાશે કુંવર હરાયાનું કામજી ૭ અગીયાર વરસ ગોકુળ સેવ્યું; મામાજિને ત્રાસેજી; પ્રદયુમનને શંખ હરિ ગયો, આવ્યો સોળમે વરશેજિ ૮ તમે અનિરૂદ્ધ આવશે, સાચવશે કુળદેવજિ કુષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવીજી, ૯ પાંચ માસ વહી ગયાને જાદવ છે મહા દુખીજી; શ્રોણીતપુરથી કૃષ્ણ સભામાં આવ્યા નારદરૂષિજિ, ૧૦ હરી આદે જાદવ થયા ઉભા માન મમુનીને દીધુંજી; આનંદે આસન આપ્યુંને ભાવે પુજન કીધુંજી ૧૧ નારદજીની પુજા કરીને, હરીયે કર્યાં પ્રણામજી; કહો મુનીવર કયાંથી પધાર્યા; અમ સરખું કાંઈ કામજિ ૧૨ કરજોડીને નારદ કહે છે, સાંભળો જુગજીવનજી, પુત્ર તમારા સર્વેનું મારે કરવું છે દરશનજિ. ૧૨ મારા જોતાં પુત્ર સર્વેને સાથેથી તેડાવોજિ;એક લાખને એકસઠ હજાર એંસી આગળ આવોજિ ૧૪ સર્વે પુત્ર સામું જોઈને, પુછે છે નારદ મુન્યજિ, આટલામાં નથી દીસતો; પ્રદયુમનનો તનજી ૧૫ ભગવાન કહે છે નારદજીને; કાંઈ તમે જાણોછો ભાળજી;ઘરમાંથી જતો રહયોછે પ્રદયુમનજીનો બાળજી. ૧૬ નારદ કહેછે હું જાણું,તમો રહોછો

સાગર બેટજી, જેને ઝાઝા દીકરા, તેને તો દેવની વેઠજી. ૧૭ ત્યારે ભગવાન કહે છે નારદને, પુત્ર વીના કેમ રહેવાશેજી, ત્યાં નારદ કહે છે પ્રશ્નમાં આવશે એવું કહેવાશેજી, ૧૮ પછી આસન વાળી દીધી તાણી નાકઝાલ્યું મનજી વેઢા ગણી તે નારદ કહે છે, સાંભળો જુગજીવનજી, ૧૯ તમારા પુત્રનુ એકતારીયે કરીયું છે હરણજી, ત્યારે હરી કહે દ્વારીકામાં આવે તે તો પામે મરણજી ૨૦ નારદ કહે છે તમે સુણો શામળા સંભળાવું એક વાતજી, મારી એવી પ્રતીજ્ઞા છે, જુઠુ ન બોલું જાતજી; ૨૧ શ્રોણીતપુર એક નગ્ર છે, તેમાં બાણાસુરનું રાજજી પ્રસંગે હું ત્યાં ગયોતો; મારે કાંઈ એકકામજી, ૨૨ રાજાબાણની પુત્રી ઓખા તેને હતુ સ્વપ્નજી અનીરૂદ્ધ સહેજે વરી ગયો તેનું વીભળ થયું જે મનજી ૨૩ ચીત્રલેહાચંચળ નારી વીધાત્રીનો અવતારજી;તેઆવી દ્વારીકામાં પછી મન કર્યો વીચાર ૨૪ કઠણ કામ કરવું છે મારે નહિ એકલાં નુંકામજી; મારૂ તેણે ધ્યાન ધરીયું;હું આવ્યો તેણે ઠામજી ૨૫ મેં તામસી વિધા ભણાવી તે ઉંઘ્યું બધુ ગામજિ અનીરૂદ્ધને લેઈ તે ગઈ ને ઓખાનું થયું કામજી૨૬કેઈપેરેતે લઈજાયે એમબોલ્યા શ્રીજુગજિવનજિ ચક્ર મારૂં ઉંઘે નહીને, છેદી નાખે શીશજી. ૨૭ ચક્રનો વાંક નથીને, એ નીસર્યું તું ફરવાજી અમ શરખા સાધુ મળ્યા, તેણે બેસાર્યું વાતો કરવાજી ૨૮ ભગવાન કહે છે શાબાશ નારદીયા, એવાં તારાં કામજી માથા ઉપર ઉભો રહીને, ભલું મરાવ્યું ધામજી ૨૯ નારદ કહે છે કૃષ્ણને, મ નથી કર્યો

અન્યાયજી, જોયા પછી તમે જાણજો, ઘણી પુટડીછે કન્યાયજી ૩૦ ભલીરેકન્યા ભલીરે વહુ; તમે ભલો કરયો વીચારજી, હવડાં મારા પુત્રના ત્યાં; શાછે સમાચારજી ૩૧ મહારાજ જેણે ભો-ગવી છે, બાણાસુરની બાળજી, દશ લાખ દઈત્યનો એકીવારે, પુત્રે આણ્યો કાળજી; ૩૨ શીવનો વર સાચો કરીને, ગયો અસુરને હાથજિ; હમણાં તમારા પુત્રની; ઘણી દુખની છે વાતજી ૩૩ ઉંવે મસ્તક બાંધીયો ને તળે લગાડયો અગનીજી; લીલા વાંસનો માર પડે જેમ; ભાગ્ય હશે તો જીવસે તનજી;૩૪ વાત સાંભળી વધામણીની; વગડાવ્યાં નીશાનજી શામળા તતબર થાવો હવે, જીતવોછેજી બાણજી ૩૫ તે માટે તમને કહું; વીઠલ વેહેલા થાઓજી; જો પુત્રનો ખપકરો તો સોણીતપુરમા જાઓજી, ૩૬

કડવું ૭૦ મું.

રાગ સારંગ--કમળા તો કલ્પાંત કરે છે, હઈડે તે ઉઠી જવાળા જો; મારો કુંવર કારાગ્રહમાં બાંધીયોરે, મારાને પાઘડી બાંધતાં ન આવડેરે, મારો અનીરૂધ નાનેરૂ બાળજો. મારો કુંવર ટેક, ૧ રૂક્ષમણીએ કૃષ્ન તેડાવીયારે તમેસાંભળો દીનાનાથ જો મારો બાળકઅસુર ઘેર બાંધીયોરે, તેતો કહી નારદજીએ વાતજો સારો. ૨ મારો અનીરૂધ બોલી નથી જાણતોરે, તેતો શું જાણે જુદ્ધ કેરી વાત જો; હીંડતાં ચાલતાંઅખડાઈ પડેરે અનિરૂદ્ધ નાનેરૂ બાળજો, મારો, ૩ મારાને નીશાળે ભણવા નથીમોકલ્યોરે, નથીસહયો અધ્યારૂનો મારજો, પ્રભુએ અમને પુરૂષ

ન સરજાવ્યાંરે સૌ પહેલાં વઢવાં જાતજો. મારો ૪ ત્યાં શ્રી કૃશણે ગરૂડ તેડાવીયારે તે તો આવીયાં તતકાળ જો, ભગવાન કહેછે ગરુડનેરે, તમે કેટલો સહેસો ભારજી. મારે ૫ તમે છપન કોટી જાદવ જેટલાંરે;તમો સર્વે થાઓ અસ્વાર જો તમે સાંભળો કૃષ્ણ કોડામણારે; તારા અંગ તણા રખવાળ જો ૬ ભુજ ઉપર ચઢે બધા દ્વારીકારે, તોએ ભુજને ન આવે આંચજો છાસી જોજનની મારી પાંખરે ત્રણ જોજનની મારી ચાંચજો, મારા, ૭ પછી ગરૂડે ચઢીને ગોવીંદ પરવર્યાં ત્યારે ગડગડીયાં નિશાન જો; પંખના વાગી, જ્યારે ગરૂડની ત્યારે નાશી ગયા સરવે સરપજો મારા, મારો કુંવર કારાગ્રહથી છુંટીયો જયારે ત્યાં આવ્યા સારંગપ્રાણ જો, શ્રી કૃષ્ણ વાડીમાં ઉતર્યાં, તેનાં કોણ કરે વખાણ મારો, ૯

વલણ—કૃશણ વાડીમાં ઉતર્યાં, માગ્યું રાયનું વચનરે, ગરૂડને આપો આંજ્ઞા મુકાવી લાવે તનરે; ૧૦

કડવું ૭૧ સું.

રાગ ઢાળ-ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અપોશ તેમાં તેણે ચાંચ બોળી પાણી પીધુ શોષ. ૧ ત્યાંથી આઘેરે પરવર્યો જયાં ખોતરણાં અંગાર પરવર્યો જયાં ભુતને પરેત વાપરયું તે ઠાર. ત્યાંથી આઘેરો પરવર્યો. જયાં ભુતને પરેત પાંખે મારી પાડીયાં કીધા સરવે અચેત ૩ ત્યાંથી આઘેરો ચાલીયો, કુંવરને કોટે નાગ; નાહનાને આખા ગળ્યા મોટાના કર્યા બે ભાગ ૪ ભલું થજો ભગવાન તમારૂ; પુરણ પામ્યો

અહાર; કુંવરને મુકાવી લાવ્યો, જ્યાં છે જુગત આધાર. ૫ ઓધ્ધવને અકરૂડ બે હસીયા, ભલા કૃષ્ણના તન; તમેરે આવ્યા પરણાવવાને, અમને ન લાવ્યા જાને. ૬

કડવું ૭૨ મું.

રાગ ઢાળ—આણી વાતે કુંવરમારા. શરમાણા નવ થઈએ મારી વાતો તુજને કહું, તું રાખ્ય તાહારે હઈયે. ૧ કુબજા રાખી રાંટી કંસરાયની દાસ મારા મનમાં તે ગમી, બેસારી રાખી અવાસ, ૨ નરકાસુર મારીને, સોળહજાર લાવ્યો તરૂણી તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી ૩ તારી માને જઈને લાવ્યો, બાંધવને બંધાવી જાંબુવંતી રીંછડી તેને માનીતી કહી બોલાવી, ૪ તું તો મારો દીકરો. ધનતારીમાનું પેટ બીજાસર્વે દીકરા તે દઈવકેરી વેઠ, ૫ આપણા કુળમાં ચાલ્યું આવ્યું શરમાણા નવથઈયે. રૂડી નારી દેખીએ તો, હરણ કરી લઈ જઈએ ૬ ઓધવને અકરૂડ બે હશીયા, ખડ ખડ મેલ્યા દાંત રૂડી શીખામણ છોકરાને દાછો સુંદર સ્યામ, ૭ જો આવી શીખામણ અમારી છોકરાને દેશો તો, મુકવું પડશે દ્રારીકા ગામરે ૮

કડવું ૭૩ મું.

રાગ જેજેવતી—શ્રીકૃષ્ણે જાદવ મોકલ્યો. તે શ્રોણીતપુરમાં જાય. જઈને કહેજો બાણાસુરને. પરણાવો કન્યાય. શ્રીકૃષ્ણે ૧ હોશ હોય તો જુદ્ધને આવો, તેમાં નથી અમારે નાય. જાદવ ત્યાંથી સંચરયો, આવ્યો, અસુર સભની માંયશ્રી ૨ સાંભળને રાજા વીનંતી આવ્યા છે વૈકુંઠનાથ. દીકરી પરણાવી ચરણે

લાગો; નહીતો જુદ્ધ કરો અમ સાથ, શ્રી ૩ બાણાસુરનેમહા દુઃખ લાગ્યું, નેત્રે વરસે અગન; નીચ જાદવને જોઈએ મારી: કુળવંતીએ તન શ્રી ૪ ચાલ—એ ભરવાડો એ પીંઢારો ગોકુળમાંચારી ગાય; મારયા વિના મુકું નહિ; જે થનારહોય તે થાય,૫ સેન્યા લેઈને રાજા ચાલ્યો, જોદ્ધાનો નહિ પાર; હસ્તી ઘોડાને સુખપાલો, બાંધ્યા બહુ હથીયાર ૪ ખડક ગાડા તે તું બરઝોર, ગોળી હાથને નાળ, ત્રિશુળ સાંગને મુગફરસી તોમરને ભીડી માળ ૭ લાલ લોહમય ઝળકે ઝેરી, હાથ ધરી તરવાર, જોધ્ધા જોરકરતા આવ્યા, ને કરતા મારોમાર, ૮ કો જોજન કો બે જોજન ઉંચા,કોને સમ ખાવા નહીશીષ વિકરાળ દંત મોટા દેખાડીને વળી પાડે ચીસ. ૯ બુમરાણ કરતાં આવી પડીયા, જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી લીધા, પડે બાણાસુરના ઘાય. ૧૦ પરીઘ ત્રીશુળને પડે કોવાડા મુદગરનેવળી ફરસી; સંગ્રામ સહુ સેન્યા કરે, આયુદ્ધ ધારા રહી વરસી. ૧૧ જુજા દીશ જાદવ હલકારયા, કર ધનુશ્યબાણને તીર,તુટે કુંભસ્થળ ફુટે દંતશુળ, ચાલે નીર રૂધીર. ૧૨ બહુ ભડ ત્યાંપડવા લાગ્યા, ભુગળને ભડાકે,વાંકડી તરવારયો મારે, ખડકને ઝડાકે ૧૩ તુટે પાંખરને પડે બખ્તર, કીધો કચ્ચર ઘાણ, સર્વ જોધાને મારી કરીને, પાછા વળ્યા ભગવાન, ૧૪ વલણ પુરણ પુરષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો નાશરે સેન્યામાં આવી કરીને સુખનો કરયો નાદરે. ૧૪

કડવું ૭૪ સું.

રાગ મારૂ-શંખશબ્દ તેવિકારણ,રીપુ દેઈત્યનુંવિદાકરણક્રશણ આવ્યા તે જાણજે થયું. બાણ પ્રાક્રમતે કયાં ગયું ૧ અનીરૂધ કહે સુણ સુંદરી, શંખ જણાયો આવ્યા હરી, છુટયા બંધ તે આજ થકી, ઓ ગાજે હલધરસાતવીક ૨ બોલે પ્રદુમન મોટે સ્વરે. બાણ પાણ છેદાશે ખરે, ગોવિંદની ગત્ય ન જાએ કળી જાદવસેના આવી મળી. ૩ જાદવસેનાયે ચાંપ્યો દેશ, મંત્રી કહે ઉઠો નરેશ, અનુચર આવ્યો તે લાવ્યો વાત,કહે દવંદદીશે ઉતપાત ૪ મંત્રીને કરી નેત્રની સંજ્ઞા, સેનાને આપો આજ્ઞા દુદંભી નાનાવીધ ગડગડે; આયુધ ધરીને યુધ્ધે ચઢે ૫ ત્યાંરૂપૈઆં કહાડયા લખી, સેન્યા સજીજીવરાખી. પાટ સ્વધર બખતર પાળ, ડચકારે ઘોડાદે ફાળ ૬ મોરડે મણી ઝુમતાં લટકે પોતાના પડછાયા દેખી ભડકે વાંદરેવાંદે નાચંતા. ઘુટે ઘોડાને પાણીપંથા ૭ કાળા કાબરાને કલંકી કુમેદલી ન્નાતે પચરંગી હાસાળો હય હણીઓ જેહ. કાળા પછી કાબરા તેહ ૮ પીળા પાખર પોપટ સ્વેતવાયુ વેગી સાકડીઆકેત રથમાળા અસવાર અનંત દીર્ગ ઘસેપુખ કરડે દંત, ૯ પુરની પોળેસેન્યાન માય હણો જાદવ કહેવા જાય ટોળાં ઉપર ટોળાં આવે. પગને પ્રહારે ધરતી ધુજાવે ૧૦ દીસે અંતરમાં ઘર હડે રણ રાય બાણાસુરચઢે. ઝટકારકરે બાણાસુર મલ્લ.પૃથ્વીથઈ જાયરેઉથલ ૧૧ ગર્જના કીધી મુખથી ભુપાળ ખળભળ્યા ત્યારે સાત પાતાળ બ્રહ્મલોક સુધી પોહોચ્યો નાદ બાણે ક્રસણ નેદ્દી

ઘો સા૦ ૧૨ ગરૂડ આસન આવ્યો ખેપ કરી, નહી જાવા દઉ કુશળ ફરી ઉનમદ જાદવ ઉંછાછલા; તમો પામો સકળ સંસાર, ૧૩ કુંવારી કન્યા કપટે કરચો બોલાવે શ્રાપ પધારો; કુડુ કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યો ઉપરે. ૧૪ ત્યારે હશીને બોલ્યા ભગવાન, અમો લઈ આવ્યા છે જાન; જો વિધાતાયે કીધો સબંધ, વર કન્યાના છોડો બંધ ૧૫ ત્યારે બાણાસુર બોલ્યો તતકાળ, સબંધ શાનોરે ગોવાળ; એવી આપીશ પહેરામણી, સૌને મોકલીશ જમપુરી ભણી. ૧૬ બાણાસુર જ્યારે બોલ્યો વ્યંગ ત્યારે કૃષ્ને લીધું સારંગ, કડાઝુડ બે કટક થયા; ઉઘાડાં આયુદ્ધ કરમાં ગ્રહ્યાં ૧૭ ખાંડા ફરશીને તલવાર કો કહાડે માથેથી બાર; ત્રિશુળ તોમર ગદા મુશળ, ગાજે રામ ધરી મુશળ ૧૮ છપન્ન કરોડ જાદવ ગડગડે દાનવ ઉપર તુટી પડે, દાનવ દળ બહુ પળાય, બાણાસુર દેખી અકળાય. ૧૯

કડવુ ૭૫ સું.

રાગ ઝુલણ છંદનો—અલ્યા જાપરો જાપરો નાદાન છોકરા વઢવાને તું મારી પાસે આવ્યો અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો મારી સાથે નહી જાય ફાવ્યો અલ્યા ગોકુળ માંહી તું ગાવડી ચારતો, પરનારીકેરાં તું ચીર હરતો હાથમાં લાકડી ખાંધે હતી કામળી, મધુવન વિષે તુંરે ફરતો અલ્યા ૨ શાંગ્ય શ્રી સુર્યતણીતેજ ત્રિશુળ તણું, માહરા હાથમાં તેહ ચળકે, મારા કરોધે કરી ડોલે છે દેવતા, બાંધી ધરણી ધુજે અને શેષ શળકે અલ્યા ૩

કડવું ૭૬ મું.

રાગ ઢાળ—એવી વાણી સાંભળતાંમાં કોપ્યા દીન દયાળ બાણાસુરના હાથ છેદ્યાસ્વામી શ્રી ગોપાળ, ૧ કોપ કરી કર પાસ્ત્ર મેહેલ્યું વળતુ તેણી વાર;બે હાથ રહ્યા છે બાણાસુરને તેને કહું વીસ્તાર, ૨ રૂધીર વહે છે બાણાસુરને મન થયો ની રાશ મહાદેવજીએ હાથ આપ્યા; માટેગયો કઈલાશ ૩ નારદ ચાલી આવીયા જ્યાં બાણાસુર રાય; તારા કુંવરના હાથ વાઢયા કહો વલે શી થાયે. ૪

કડવું ૭૭ મું

રાગ ગુજરી—શુકદેવ કહે છે વાત વેવાણ આવીયારે, જેની જોવા સરખી જાત, વેવાણ. આવીયારે માથે કેશ વાંસની જાળ વેવાણ.જેનુ નેત્ર સરોવર પાળ વહેવાણ ૨ જેના સુપડા જેવા કાન, વેવાણ જેનું મસ્તક ગીરી સમાન વેવાણ૦ ૩ એ ની આંખ અંધારો કુપ વેવાણ૦ જેનુ મુખ દીસે છે કદરૂપ વેવાણ૦૪હળદાંડી જેવા દંત વેવાણ૦ દીઠે જાએ એનો અં ત વે૦ ૫એનાં સ્તન ડુંગરશા ડોઝા વેવાણ કાને ઘાલ્યાં હાથીનાં હોઝા વેવાણ૦૬કોટે ખજુરાના તનમનીયાં વેવાણ કાને ઉટનાંઓગનીઆ વેવાણ ૭પાસે રીછ કલ્લાં વીક્રાળ વેવા૦ કહેડે પાડાની ઘુઘરમાળ વેવાણ વાંકડા સર્પ એનાં હાથે વેવાણ૦ બળતી સઘડી મુકી માથે વેવાણ૦ ૯ કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ કુંવરે સાસુ ખોળી સારવે૦ ૧૦ જેની પીઠ ઢુગરશાં ડોજા વે એના મસ્તકમાં ફરેરો ઝાં વેવાણ મુખ બોલે વચનવી રાળ વેવાણ૦ દેખી પડે

જાદવને ફાળ વેવાણ૦ ૧૨ કોટરા આવી જ્યાં મોરાર વેવાણ કુંવરે સાસુ ખોળી સાર વેવાણ૦ ૧૩ ચાલ—કોટરા કહે છે કરગરી એના બાપને ચાંપ્યો પાતાળ જાણશે તો ઘણું થયું એ છે. તમારો બાળ ૧૪ કરૂણાસાગર કૃપાનીધા ક્ષમા કરો આ વાંક દીન જાણી દયા કરો એછે તમારો રાંક ૧૫ ચક્ર ચન્દ્રભુજે પાછુ તેડ્યું કરૂણા કરી જગનાથ, નવસે છન્નુ ચક્ર છેદી નાંખ્યા રાખીયાચાર હાથ. ૧૬ રૂધીર ભર્યો આંસુગળતે આવીયો શીવની પાસ એમ કહીને પાયે લાગ્યા, સાંભળો પતી કઈલાશ ૧૭ એક મારી વીનંતી, તમો સાંભળો જગદીશ સાંભળી કોપે ભરાયા પોતે ઉમીયા ઈશ વલણ—મનમાં રીશ ચઢી ઘણી તમો સાંભળો રાજકુમારરે સદાશીવ યુદ્ધે ચઢયા તેણે ધરૂજી ધરા અપારરે,

કડવું ૭૮ મું.

રાગ સારંગ-એ ભરવાડો એ પીઢારો ગોકુળમા ચારી ગાય મારા આપ્યા હાથને તે છેદીને કયાં જાય ૧ બડબડતા ગણેશ ચાલ્યા ઉદરડે અસ્વાર ઉંદર ઉપર સ્વામી કારતીક ચાલ્યા શંકરના કુમાર ૨ સીંહ ઉપર વીરભદ્ર ચાલ્યા વૃષભ ઉપર શીવરાય, સેન્યા બહુ ભેળી કરી, કહુ તેહ તણો મહીમાય ૩ ડાકણ સાકણ ભુત પ્રેત પીશાચ વંતરગાત્ર દડુકદડુક ચાલે ભુતડાં જેના હાંલ્લાં સરખાં માથાં ૪ હરી જઈ કૃતવરમાને કહે છે જાદવને સમજાવો અસુરનું ઉપરાણુ કરી જોગીડો વઢવા આવ્યો ૫ શંકર મુખથી બોલ્યા આવી લાગી મનમાં

જવાળ; સનમુખ આવી ઉભા રહી; માંહે માંહે ભાંડે ગાળ ૬ હે કાળા અર્જુનના સાળા ભરયા ઉચાળા જેહ; મધ્યરાતે મથુરાંથી નાઠો ગયો વીસરી તેહ ૭ મારી માશી પુતનાને દહીનાં લીધાં દાણ મોસાળનું છેદન કરીને થઈ બેઠો રાજન ૮ તું આહીરડામાં અવતર્યો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા સારંગ પ્રાણી ૯ મસાણે ફરતો હિંડે; રાખ ચોળે અંગ, આક ભાગ્ય ધંતુરો ચાવે નફટ તારા ઢંગ, ૧૦ ડાકણ શાકણ ભુત પ્રેતજે; નીચ સાગરો જોડો બળદ ઉપર ભાર મુકયો, તાહરા ઘરમાં ન મળે ઘોડો, ૧૧ રાત દહાડો બાવો થઈ ફરતો, તહારા ઘરમાં રોતી નારી; ત્યારે ક્રશ્ન પ્રત્યે કોપ કરીને બોલ્યાછે ત્રીપુરારી, ૧૨ અલ્યા છોકરીઓ માં છાશ પીતો, મરદ મટી થતો મહીયારી જગતમાં એવું કહેવાયું જે કાનુડે કાંચળી પેરી ૧૩ પરનારી શું ક્રીડા કરતો કહેવાયો વ્યભીચારી ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા દેવ મોરારી, ૧૪ ભગવાન કહે હું વ્યભિચારી મને બધી વિશ્વેજોયો, તું એવો સાધુ હતો ત્યારે ભીલડી શું મોહયો, ૧૫ વચન એવું સાંભળીને, કોપ્યા શીવરાય, કડાક લઈને ત્રીશુળ મારીયું થનાર હોય તે થાય, ૧૬ ત્યારે શ્રી ક્રશ્ને મુકયું સુદરશન આવ્યા ચપટ ઘાંય, માંહોમાંહે યુદ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય ૧૭ ગણપતીને કુંવર પ્રદયુમન વઢતાં બન્યો કુમાર વસુમાન ને બટુક ભેરવ કરતા મારા મારા ૧૮ વીરભદ્ર બળરામ સામા યુદ્ધ કરે માંહે માંહે શીવને શામળીયો વઢે ત્યાં જોવા સર-

ખું થાયે ૧૯ કાળ ભૈરવકપાળ ભૈરવ તૈક્ષણ, ભૈરવસાર સંહર ભૈરવ કરોધે દંભ ભૈરવનો માર ૨૦ ઉગ્રસેનને વીરસેન બે બળીયા જોદ્ધા કહેવાય આપ આપણા ભીરૂ લઈને યુદ્ધ કરે રણમાંય ૨૧ ભુતપ્રેત. પીચાસવત રડાકેણ વળગે ચુસે; અવળા પણ જેને ચુડેલ કહીયે રૂધીરસૌનુસુશે ૨૨ કશ્ન કેરામારની ભાલા વાગેભચ; તરવારોની ધારાએ કોનાંનાક વાઢ્યા કચ ૨૩ કોઈને અવસાતા કીધા હાથ તણી લપડાકે કોઈને માર્યા પાટુપાની ભોગળને ભડાકે ૨૪ જાદવ કેરા મારથી બહુ ઝોળીચે ઘાલ્યા જાય; કોને રણમાં રોળીયાં તેને થરથર ધુજે કાય ૨૫ પરીઘ ત્રીસુર તંબુર ફરશી હસ્ત નીર છુટે સરરાટ ગડગડતા ગોળા પડે થાય બહુ ખડખડાટ ૨૬ હસ્તી ચર્મને માંસની બેપાર બંધન થઈ સાગર સંગમ મળ્યો એમ શ્રોણીતપુરની સરીતા વહી ૭ પાંડુરોગ તે હઈયા હોડી ભગંદર કેરી જાત હરષ નારૂતે પાઠુ કહીએ કરૂણ તુલ્ય સનેપાત ૨૮ રોગ તણો માર બહુ દેખી જાદવજાદવનાંશી જાય રોગના વરસાદથી કોને ઉભુ નવ રહેવાય ૨૯ રોગના વરસાદથી ચઢી હરીને રીશ તાવની ટોળી બાંધીને છેદવા માંડયાં શીષ ૩૦ તાવ વાણી બોલીયારે વાનો આપો ઠામ તમે મુજને પેદાકરી ને કેયાં મારો ભગવાન ૩૧ પાપી તમે મૃત્યુ લોકના માને મા નવીના લ્યો પ્રાણ તાવ કહે એ કથા સાભળો હરીહરકેરૂં જ્ઞાન ૩૩ મહારાજત્યાં અમો નહી જઈએ સાંભળો અશરણ શરણ ચતુર માસમાં સાંભળે જે કોઈ આ ઓખાહરણ ૩૩

તેના સ્વપ્નાંતરમાં જાશો તો, છેદી નાંખીશ શોષ, તાવની વાણી સાંભળીને બોલ્યા શ્રી જુગદીશ ૩૪ ઓખાહરણ જે સાંભળે મન ભાવ કરીને જેહ, તેને પીડે તો મારી નાખુએમાં નહીં સંદેહ ૩૫ તાવ કહે એકવાર સાંભળે તે વરસમાંન જાવું બે વાર જે સાંભળે તેને દીઠેથી નાશી જાઉ ૩૬ ત્રણ વાર જે સાંભળે, અમારૂં તમારૂં જ્ઞાન, જેને જનમ માંહે નવ પીંડું તમો સાંભળો ભગવાન ૩૭ ઓખાહરણ જે સાંભળે તેનું લેઈએ નામ, કોલ લઈને સંચર્યો ગયો કઈલાશ ધામ શુક-દેવ કહે પરીક્ષતને તમે સાંભળો કહું રાય વળતી ભાથા ભીડીયા કઈલાશ કેરે રાય ૩૯ શાસ્ત્ર એવાં કહાડીયા તેનો કોઈ ન પામે પાર ઇંશને જુગદીશ વઢતાં કોઈ ન પામે હાર ૪૦ વજરાસ્ત્ર ત્યાં મેલીયું પોતે શ્રી ત્રિપુરાર ત્યારે મોહાસ્ત્ર મેલીયું સામા રહી દેવ મોરાર. ૪૧ નાગાસ્ત્ર ત્યાં મેલીયું સામા રહી ઉમીયા ઈશ ગરૂડાસ્ત્ર ત્યાં મેલીયું પોતે શ્રિ જુગદિશ ૪૨ પર્વતાસ્ત્ર ત્યાં મેલીયું સામા રહી શિવરાય ત્યારે વાવાસ્ત્ર ત્યાં મેલ્યું તેનું જોર કહ્યું નવ જાય ૪૪ સુદરશન ત્યાં કહાડીયું ક્રોધ કરી જુગદિશ તારે ત્રિશુળ તે લઈ રહ્યા પોતે ઉમિયા ઈશ ૪૪ એકે પોઠીયો ને એકે લીધો ગરૂડ ત્રિશુળને સુદરશન વળગ્યાં. તે આવ્યાં કડાઝુડ ૪૫ તેમાંથી અગ્નિ વરસે તે બ્રહ્માંડ પ્રલે થાય, શેષનાગ શકળવા લાગ્યો ભાર ન ખમે ધરાય૪૬ બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને તમે સાંભળો મારા નાથ શિવને શામળિયો વઢે નારદે કીધો ઉતપાત ૪૭

રાડ જઈને ચુકવો,તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્માજી આવ્યા, વિચારીને જ્ઞાન. ૪૮.

કડવું ૭૯ મું

રાગ ધનાશ્રી—આ બેમાં કોને નીંદુને સાંભળો શીવ રણછોડજી. વિરોધને વેગળો મુકીને. પુરો જગતના કોડજી. ૧ શંકર કેહે છે કૃષ્ણજીને,તમે કયારે આવ્યા ભગવાનજી. હરીહર બે કોટે વળગ્યા; દીધું ઝાઝું માનજી. ૨ શીવે કૃષ્ણને તાળી મારી બોલ્યાનો વિવેકજી; વઢતારા તો કોઈક હશે પણ; આપણા એકના એકજી ૩ કૃષ્ણે ચક્રને પાછું લીધું શીવ લીધું ત્રીશુળજી બ્રહમાયે આવી સમાધાન કીધું,થયું પૃથ્વીમાં સુખજી. ૪ શીવે લઈને પાસે તેડયો શોણીતપુરનો નાથજી; અલ્યા તુજને ભુજ મલ્યા માટે વઢવા આવ્યો મુજ સાથજી ૫ વળી હોંશ હોય તો યુદ્ધ કરો; શામળીયાનો સાથજી. મદ મસ્ત અહંકારથી મેં, ખોયા હજાર હાથજી ૬ બાણાસુર કહે હવે વઢુંતો, છેદે મારૂં શીષજી, બાણ વળતી શરણે ચાલ્યો સાંભળો ઉમીયા ઈશજી

વલણ-મેં ખોયા હાથ હજારને, હવે શીશ છેદાવુંરે જેમ તેમ કરીને જાન તેડાવો પછી કન્યાને પરણાવું રે.

કડવું ૮૦ મું.

રાગ સોહીણિ-હરીહર બ્રહમા ત્રણે મળ્યા; દુઃખ ભાગીયારે ત્યારે દાનવનું શું જોર, મળ્યાંમન માનીયાં રે ૧ બ્રહમાવિષણુ ત્રણ એક છે દુ઼:ખ ભાગીયાંરે, તેમાં તે શી વઢવાડ મળ્યા, ૨ શિવ બાણ કૃશ્નને નમાવીયો દુખ શરીરે કૃશણે ફેરવ્યો હાથ,મળયા ૦૩ કાપ્યા કરની પીડા મટી, દુખ, જ્યારે પ્રસન્ન થયા

જદુનાથ મલ્યા ૪ હવે ગરૂડને દ્વારકાં મોકલ્યા;દ્વારકા દુખ તેડાવો સઘળો પરીવાર મલ્યાં૦ ૫ સોળ સહસ્ત્ર એકસે આઠ પટરાણીયો દુખ. તેડાવો પરીવાર મલ્યા; ૬ ગરૂડ પહોચ્યો. દ્વારકા દુખ૦ તેડાવે જાદવની નાર મલ્યા, નાર તેડી છપન્ન કોટીની દુખ તમો તેડો સા પરીવાર મલ્યા. ૮ ગરૂડ ઉપર સૌએ ચઢયાં દુખ૦ ત્યારે ગરૂડની પાંખ ભરાય મલ્યા ૯ તેડી સોણીતપુરમાં આવીયા દુખ આવી જાદવની સર્વે નાર મલ્યા ૧૦ જાનીવાસ આપ્યા મન માનીયા દુખ તેમાં ઉતર્યાં છપન્ન કરોડ મલ્યા.

કડવું ૮૧ મું.

રાગ ઢાળ-પારવતીને પીયરનાં નેતડાંરે બેસવાતો રૂડા લાવજો પાથરણાંરે, તેડાવોને ઉંદીયાચળ અટાચળને તેડાવા વિંધ્યાચળ પીનાચળરે; વરરાયને નાવણ વેળા થાય રે; વર રાયને પીઠી ત્યાં ચોળાયરે.

કડવું ૮૨ મું.

રાગ ગુજરી—કૃશ્ન કેરી ઘરૂણી નિદ્રા નવ પોઢશોરે; અનિરૂદ્ધને તે લઈ સંચરો રક્ષમણી જાગવુંરે બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ વોઢસોરે, અનિરૂદ્ધને તે સંઘરો રેવંતી જાગવુંરે વાસુદેવ કેરી ઘરૂણી નીદ્રા નવ પોડશોરે અનિરૂદ્ધને તે લઈ સંચરો,રૂતુમતી જાગવું મહાદેવા કરિ ઘરૂણિ નિંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઇને તે લઈ શંકર પારવતી જાગવું રે ગણપતી કેરિ ઘરૂણિ નીંદ્રા નવ પોઢશોરે; ઓખાબાઈને તે લઈ

સંચરો સુધ બુધ જાગવું બાણાસુર કેરી ધરૂણી નીંદ્રા નવ પોઢશોને ઓખા બાઈને તે લઈ સંચરો બાણમતી જાગવુંરે કોભાંડકેરી ધરૂણી નિંદ્રા નવ પોઢશોરે ઓખાબાઈને તે લઈ સંચરો—રૂપમસ્તુ જાગવું રે

કડવું ૮૩ મું.

રાગ ઢાળ-હલહલ હાથણી જણગારીરે હસ્તી ફરતી સોનાની અંબાડીરે તેના ઉપર બેસે વરજીની માડીરે સોનેરી કોર કસુંબલ સાડીરે. માથે મોડ ભમરીયાળોઝળકેરે, ઉશણાદકવરને કરાવ્યું સ્નાન, નાના વીધનાં વસ્ત્ર પહેરાવ્યાં પરીધાન કનકબેર ખાપુંચીઓ બાજુબંધ, અનોપમ ઉપન્યો આનંદ મુગટ મણીમય ધર્યો અનીરૂદ્ધ શીશ, લળક ઝબક ઉદયજ જેયો દીસે કસ્તુરીનું તીલક કર્યું છે ભાલ વળતી તેને ટપકું કર્યું છે ગાલ. હરી હળધરનો જશ બોલે બધા જન; જાદવ સહિત સોહે છે જુગજીવન સાત પાંચ સોપારી શ્રીફળ અપાય, વરજીને તો ઘોડીની વેળા થાય,

કડવું ૮૪ મું.

રાગ દેશી ઘોડલીનો-અનિહાં અનિરૂધ્ધની ઘોડલી, ટેક; અંત્રિક્ષથી ઘોડી ઉતરિ, પુજીએ કુમકુમ ફુલ, ચંચળ ચરણે ચાલતી, એનું કાંઈ ન કરિ શકે મુલ, અનિરૂદ્ધજીનિ ઘોડલી ૧ મોરટે મોતી જડયા હિરા જડિત પલાણ રત્ન જડીત જેના પેંગડા; તેના વેદકરે છે વખાણ અનિરૂદ્ધ૦ અંગજેનું અવનવું ઝળકે તે ઝાકઝમાળ; ઝબુકે જેમ વીજળી, તેને કંઠે છે.

ઘુઘર માળ, અનીરૂદ્ધ ૩ દેવદાનવ માનવીરે, જોઈ હરખ્યા તે સુંદર સ્યામ થનક થનક નાચતીરે; એનું પંચ કલ્યાણી છે નામ; અની૦૪ રૂપવંતી ઘોડી ઉપરરે, અનીરૂદ્ધ થયા અસ્વાર પાનનાં આપ્યાં બિડલારે ઉપર શ્રીફળ ફોફળ સાર અનીરૂ૦ ૫ હીંડે હળવે હાથીઓરે; ઉલટ અંગ ન માય, સુરીનર મુનીજન જાણે વારણુરે. આગળ ઈંદ્ર રહ્યા છડીદાર અની૦ ૬ સનકાદીક શીરછત્ર ધરેરે, નારદ ગુણ ગાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડેરે. આગળ વેદ ભણે બ્રહ્માય અની૦ ૭ વાજાં બત્રીસ વાજતાંરે નગર અને પરદેશ; લોક સર્વે જોયા મળીયુ, શોણિતપુર દેશ અનિ૦ ૮ રાચે નગર શોભાવીયું રે શોહરાવી છે વાટ, ધજા પતાકા જળહરે, શોહરાવ્યાં શોનિતપુરના હાટ અનિ૦ ૯ દેવ સર્વે ત્યાં આવીયારે, જશ બોલે બંદીજન જાચક કરે બહુ જાચનારે જેને હરી ટાળે નીરધન અનિ૦ ૧૦ રામણદિવો કર રૂક્ષમણીરે લુણ ઉતારે બેની ધાર; ગાન કરે છે અપસરારે; ત્યાં તો જોવા ઈચ્છે જદુવીર અનિ૦૧૧ એવી શોભાય વર આવીયારે, તોપણ ખોટી થાય વરરાય; સાળો છાંટે છાંટણારે; મળિ માનુનિ મંગળ ગાય. અની૦ ૧૨ ધુસળ મુસળ રવઈચોરે સરીયો સંપુટ ત્રાક. ઈડી પીડી ઉતારતાંરે વરનુ તિલક કરી તાણ્યુ નાક અનિ૦ ૧૩ નીચે અપસરાઈદ્રનિરે, નારદ તુમુર વાય, મધુરી વાણી વાજતિરે એવો આનંદ ઓછવ થાય, અનિ૦ ૧૪ પુંખવા આવી પ્રેમદારે, માથે મેલી મોડ; રામણદિવો જળહળેરે રૂક્ષમણી ઘાલ્યો મોડ અ

નિ૦ ૧૫ ટારે ઘાટ ઘાલી તાણીયારે, આવ્યા માંહેરા માંહય આડા સંપુટ દેવરાવીયારે ત્યાં વરત્યો જેજેકાર, અનિ૦ ૧૬ ઘોડી ગાયને સાંભળે તેને ગંગા કેરૂ સ્નાન. વાંઝીયો પામે પુત્રનેરે; નારધનિયો પામે ધન અનિ૦ ૧૭

કડવું ૮૫ સું.

બાણાસુર પખારે ચરણ, શોભા ઘણેરીરે, ત્યાં તો બાણમતિ નામ વરૂણ, શોભા ઘણેરીરે ૧ ત્યાંતો પહેલું મંગળ વરતાય શોભા૦ પહેલે મંગળ સોનાનાં દાન અપાય; શોભ૦ ૨ દાન લે છે કૃષ્ણને સંતાન શોભા૦ ત્યાંતો બિજુ મંગળ વરતાય. શોભા દાન લે છે કૃષ્ણ સંતાન શોભા ૫ ત્યાંતો ચોથુ મં- સોભા૦ ત્રિજે મંગળ ઘેનુનાં દાન અપાય; સોભા૦ ત્યાંતો ત્રિજુ મંગળ વરતાય; શોભા ૪ મંગળ હસ્તીનાં દાન અપાય ગળ વરતાય સોભા ચોથો મંગળ કન્યાનાં દાન અપાય સોભા ૬ તો ત્યાંતો વરત્યાં છે મંગળ ચાર સોભા આપે ગ- રદ સહીત ભંડાર; સોભા ૭ લાવે બાણમતી કંસાર સોભ- ત્યાંતો પીરસે છે ચાર વાર સોભ ૮ ત્યાંતો આરોગે નર- નાર સોભા ત્યાંતો દુધડે સ્નાન કરાવે. સોભા ૯ ચાર સોભાગ્યવંતી બોલાવે સોભા ઓખા સૌભાગ્યવંતી કહેવ- રાવે સોભા ૧૦ ઓખા અનિરૂદ્ધ પરણીને ઉઠયા સોભા ત્યાં તો સોનૈયે મેરૂ ત્રુઠયા સોભા ૧૧

કડવું ૮૬ સું.

બાણાસુર ગોરવ નોતરે સૌકો સાથસુરે; સાથે જમણનિ શી

રીત હળધર ભ્રાતશુંરે. શ્રી કૃષ્ણ કરે પ્રમાણ હળધર ભ્રાતશુંરે તમો ગોરવ વેળા પધારજો સૌકો આવજો રે; સાથે માણસની શી રીત ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઈ જયાં વરની માવડીરે. તેના કુમકુમ રેલ્યા પાય જઈ પાય પડીરે. અની-રૂદ્ધની માવડી બોલીયાં રીત અમારીરે, તમારી પરઠણ જેહ મનાવું ગોરડીરે. બાણામતી બોલીયાં રીત અમારાંરે ગોરવ મનાવીને ચાલીયાં મનશું માલતાંરે, હાલ હાલ કરો રસોઈ રાંધણ ચાલતારે, જાન બહુ પ્રકારની ગણતાં કાંઈ નવિ વહુરે કાંઈ વસ્તુ અનેક ગણતાં સહુ કહુરે, જાદવ કેરી જોડી સઉકો સાથસુરે, આવ્યાશ્રીક્રરણ મહારાજ છપ્પનકરોડશુંરે, વેવાઈની વાત કાંઈ સાંભળીરે. ભોજનકરવાઠામઠામ જુગતીએ ભલીરે આજ્ઞા આપી રાયસઉકો બેઠા થયારે, એતો સ્નાન કરી મં-દીરમા ગયારે સ્મરણ કીધું નાથનું બેઠા બેસણેરે; નવ જોબ-નવંતી નાર નીકળી પીરસણેરે, ચકમકના તકીઆઘણાઝારા ને લોટડાંરે માંહેબેસણ બહુ વીવેક દીશે; ફુટડારે બાવનપરની થાળી સોનાના વાડકારેપીરસનારી પ્રમાણ જમનારા લાડકારે ખાંડ પકવાનના મેવા બહુ ઘણારે પુરણને દુધપાક સાકરીયા ચણારે, ગોટા ગળિયા તડબુચા આંબા સાખશુરે પિસ્તાને અખરોડ દાડમ દ્રાખશું રે; તલ સાંકળી મોળા દહિથરાં શેવ છુટી કળીરે ખોબલડે પીરસે ખાંડ મરકી બેવડી રે, ખાજાં જલેબી દૃસમી દળીયાં મશમસેરે ઘેબરને મોતીચુર જમતાં સહુ હસેરે મગદળને મેસુર, પેંડા લાવીયા; પકવાન બીજાં

અનેકલાખણશી ભાવીઆરે; બાટબંધતો રાધીઓમાંહે ખાંડ ભેળીરે, ગવરીના તાંન્યા ઘી શેવો ગળગળીરે સારે કર્યો કં-સાર પોળી પાતલીરે; સાકરની મીઠાશઆણી કચોળે ભરીરે જમવા બેઠીનાર જાદવ બાપડીરે; જમતાં કહો ભલાંરે લવીંગ સોપારી એલચીરે; પાન સમારીઆંરે. બીડલેબાસઠ પાન સૌને આપીઆરે સાજન હતું શ્રી કૃશ્ણનું તે સરવે જમ્યુંરે પ્રેમા નંદનાનાથ ત્યાં વહાણું થયુંરે.

કડવું ૮૭ મું.

રાગ પહેરામણિનો—આપ્યું મુકયું સર્વે પોકયું, કન્યાને વ-ળાવો માહરા નવલા વેવાઈઓરે; રથ ઘોડાને પામરિયો સૌ જાદવને બંધાવો; માહરા નવલા વેવાઈઓ જર કસિ જામા તમે કૃશ્ણને પેરાવો; માહરા નવલા વેવાઈઓ પંચ વસ્ત્રને શણગાર તમે જમાત્રને આપો; મહારા દક્ષિણનાં ચિર રાણિ રૂક્ષમણિને આપો; મહારા જરી મુગટ ને શાલ દોશાલા જાદવને તમે આપો; મહારા સાળુ ઘર ચોળાંને ઘાટ ઘરેણાં સતી સાતભામાને આપો; મહારા પાટણનાં પટોળાં રાણિજાબુવંતિને આપો મહારા વલણ-પેરામણિ પુરણ થઈ, હઈડે હરખ ન માયરે, કન્યા તેડિ કોડેકરિ હવે કૃશ્ણ દવારકાંજાયરે

કડવું ૮૮ મું.

રાગ વેલાડિ ઓખા ચાલિ ચાલણ હારા; શઈયરો વળાવા સંચરિ ઓખા ઉભી રહે મળતી જા. માને વહાલિ દીકરા કોઈ લાવી એકાવાર હાર લાવે સોનાનાં સાંકળાં કોઈ લાવે

સોળે શણગાર, ઓખાબાઈને પેહેરવા ઓખા તે વળતાં બો-લીઆં કહેબાઈરે, ચીત્રલેહા આવ ઓરી આવ્ય વાલીરે આલે સોનાનાં સાંકળાં બોલ્યાંબાઈરે, શુંકરે સોનાનાં બોલ્યાંબાઈરે તારા ગુણ ઓશીગળ થાઉ બોલ્યા બાઈ રે નીર ગોમતીનાં રણછોડ આવ્યા નાહીરે,ત્યાં મુજને સંભારજ્યોબાઈરે એટલે પહોચ્યા મનના કોડ લાવ્યા વાંહીરે,

કડવું ૮૯ મું.

રાગ ધોળની દેશી-ઓખાબાઈતો સાસરીયે હવે જાયરે. માનુનિ તો મળીને મંગળ ગાયરે, રથ અગ્ર પૈઈડું ત્યાં શ્રીફળે સીંચાયરે ઓખાબાઈ લાડ કચોળુ અપાયરે ઓખાબાઈને શિખામણ દે છે માયરે.

કડવું ૯૦ મું.

રાગ બિભાસ-સાસરીયાના સાથમાં, તું હાહી થજે દીકરી હું તુજને શિખામણ દેઉં, તે રખે જતી વીસરી સાસરીયાના સાથમાં હળવે હળવે ચાલીચે, સાસરીયાના સાથમાં ખોળેખાવું ન ઘાલીચે સાસરીયાના સાથમાં કંથ સારૂ માલીચે સાસરીયાના સાથમાં સઈડકો આઘે તાણીરે, સાસરીયાના સાથમાં સસરો બેઠાહોયતો પિતાનિ ઠેકાણે ગણીચે સાસરીયાસાથમાં કુવે વાત ન કીજીએ, સાસરીયાના સાથમાં પર પરૂષ આવતો હોય તો વાત કરતાં બિજીએ સાસરીયાના સાથમાં સાસુને ગાળ ન દીજીચે સાસરિયાના સાથમાં હુકી પીર્ણુ નવલીજીચે સાસરિયાના સાથમાં પર પુરૂષનિ હશિ તાળી નવ લીજીએ

પીયુજીને પરમેશ્વર જાણી, પગ ધોઈ પીજીએ.

કડવું ૯૧ મું

રાગ ફટાણાનિ ચાલ-આવ્યો દ્વારકાંનો ચોર; લાખેણી લાડી લેઈ વળ્યોરે; જેણે વગડેચાર્યો ઢોર લાખેણિ૦ હાર્યો હાર્યો બાણાસુર રાય કલ્યાણ રાય જીતીયારે;વેગે વહીને આવ્યા છો દ્વારકાની માંય કેશવરાયજીતીયારે; રાણી રૂક્ષમાણિએ વધાવી ને લીધા ત્રીક્રમરાય જીતીયારે, તેતો પુરાણે પ્રસીધ્ધ, ઢીઘલ મલજીતીયારે, તેનો ગોત્રજઆગળ જાય;કલ્યાણરાયજીતીયારે બંનેના હાથ કાંકણ મીંઢળ છોડાય કલ્યાણ રાય જીતીયારે.

રાગ ધોળ મંગળ-તારાં બાપાનાબાપને તેડાવ, છોગાળાદોરડો નવ છુટે તારા ક્રષ્ન વડઉઓ તેડાવ છબીલા દોરડો નવ છુટે તારી રૂક્ષમણી માત તેડાવ. છબિલા તારો પ્રદયુમન તાત તેડાવ છબિલા, તારી રતુમતિમાન તેડાવ. છબિલા બ્રહ્માનીવાળી ગાંઠ ને કેમ છુટી જાય, છબિલા. તારો બળભદ્રકાકો તેડાવ છબિલા, તારીરેવંતી કાકી તેડાવ, છબિલા અનિરૂધ્ધે બાંધો ગાંઠ દોરડો ઓખા છોડાવા જાય છબિલા, બેઠી ગાંઠ કરીને તે છુટી જાય હો લાડી, તારો બાણાસુર તાત તેડાવ હો લાડી તારી બાણમતી માત તેડાવ હો લાડી; તારો શંકર તાત તેડાવ; હો લાડી તારાં પારવતી માત તેડાવ હો લાડી તારો ગણપતી ભ્રાત તેડાવ હો લાડી તારી સુધ બુધ ભોજાઇ તેડાવ હો લાડી, તારી ચીત્રલેહા ચોર તેડાવ. હો લાડી

આખાં છોડે દોરડો તે જાદવજુવંતી ગાય છબીલા ર૦ બેઠી ગાંઠ તે થડ કરીને તે કેમ છુટી જાય છબીલા દોરડો કેમ છુટે.

રાગ ધનાશ્રી-રીતભાત પરીપુરણ કરીને, ઉઠયા ક્રષ્ણના તનજી નવુંરે મંદીર વસવાને ત્યાં આપ્યું રે ભોવનજી એકવાર શ્રી કષ્ણે ઓખાને, ખોળા માંહે બેસારીજી; માંગવું હોય તે માગી લેજે, તું છે વહુંવર અમારીજી મારા બાપને એક દીકરો તમો આપોરે ભગવાનજી; ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજી બાણાસુરનો ગયાસુર, વંશવધારણ હારજી;કહી કથાને સંદેહ ભાગ્યો પરીક્ષીત લાગ્યો પાયજી શુકજી અમને પાવન કીધા સંભળાવ્યો મહી માયજી આરાધુ ઈષ્ટ ગુરૂદેવને, ગુણપતીને લાગુ પાયજી સોતા વકતા સમજતા કહે કવીકરજોડ જી, ભાવ ધરી સહુ બોલજો જેજે શ્રીરણછોડજી.

ઈતી શ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે શ્રી શુકદેવ પરિક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ.

શ્લોક,

અચ્યુતં કેશવં રામનારાયણં ।। ક્રશણ દામોદર વાસુદેવં હરે ।। શ્રીધરં માધવં ગોપીકા વલ્લભં ।। જાનકી વીનાયકં રામચંદ્ર ભજેત. ।।૧।।

卐卐卐卐卐卐卐卐卐卐卐卐

સમાપ્ત.

卐卐卐卐卐卐卐卐卐卐卐卐

